સચિત્ર-



# મણિકાન્ત-કાવ્યમાળા.

લેખક, "મણિકાન્ત."
તે
શંકરલાલ મગનલાલ પંડચા હળધરવાસવાળા.
"પાપી પિતા અને સદ્‌ગુણી સીતા"ના લેખક.
ઠે૦ ગાયવાડી, માધવજી ઠાકરશીનો માળો-મુંબઈ નં. ૨.

પ્રકાશક,
મોહનલાલ લલ્લુભાઈ સોજીતરીયા.
ઠે૦ લખમીદાસ ખીમજીનો માળો, ગણેશવાડી-મુંબઈ નં. ૨.

સોલ-એજન્ટ,
સોજીતરીયા બ્રધર્સ-બુકસેલર્સ.
ઠે. લખમીદાસ ખીમજીનો માળો, ગણેશવાડી-મુંબઈ નં. ૨.

કીંમત રૂ. ૨-૦-૦.




અમદાવાદ, સલાપોસ રોડ
ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટિંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપી.

અમારા અમદાવાદના મુખ્ય એજંટઃ—
**રા. જેસીંગભાઈ નથુભાઈ ખરીદીયા.**
ઠે. રાયપુર આકાશેઠ કુવાની પોળમાં—અમદાવાદ.



મહર્ષિ દાદાભાઈ નવરોજી.

# અર્પણપત્રિકા.



સોરઠા.

હિંદ દઇ શિર હાથ! ઉષ્ણ અશ્રુ વરસાવતી!
દેશભક્ત વિખ્યાત! દાદા! તમ દેહાન્તથી!

સ્વદેશ સેવા માટ, કષ્ટ સહન આપે કર્યું!
કરી સમર્પણ જાત, પરદુ:ખભંજન દેવતા!

માન ખાન ને પાન, અંતરથી અળગાં કરી!
ત્યાગી હિંદુસ્થાન, વિદેશમાં વસતા હતા!

સ્વતંત્રતાનાં બીજ, વાવ્યાં હિંદભૂમિ વિષે!
દાદા! તમ શ્રમથીજ, સ્વરાજ્યના ફણગા ફુટયા!

ધીર વીર ને ગંભીર, ડહાપણનો દરિયો હતા!
હિંદ દેશનું હીર, દાદાભાઈ નવરોજજી!

ઓ! મીઠા મહેમાન! ભારતભૂમિના લાડકા!
"મ્હારૂં હિંદુસ્તાન!" મંત્ર હતો એ આપનો!

તન મન ધન હે તાત! ભારતને અર્પ્યાં ત્હમે!
પુસ્તકની ન વિસાત! છતાં સમર્પણ હું કરૂં!

પવિત્ર આત્માનેજ, મળજો શાન્તિ સર્વદા!
દુઆ દિલની એજ, થજો વાસ બિહિસ્તમાં!

હિંદમાતાનો બાળક,
"મણિકાન્ત"



# લેખક તરફથી બે બોલ.

આ પુસ્તકનો ઉપોદ્‌ઘાત જાણીતા સાક્ષર શ્રીયુત્ કરમઅલી રહીમભાઇ નાનજીઆણી બી. એ. એ લખેલો છે એટલે તે સંબંધી વધુ લખવું હું ઉપયોગી ધારતો નથી.

હું લેખક યા કવિ હોવાનો દાવો કરતો નથી પણ મ્હારી હૃદય વાટિકામાં પ્રસંગાનુસાર પ્રફુલ્લિત થયેલાં કાવ્ય કુસુમોની આ નાજુક **કાવ્યમાળા** મ્હારા સાહિત્ય પ્રત્યેના પ્રેમનુંજ પરિણામ છે.

જેમ બને તેમ સાદી સરળ પણ શુદ્ધ ભાષા વાપરવામાં મ્હને મઝા પડે છે અને તે મ્હારા પ્રિય વાંચકોને રૂચિકર છે તેથી સંસ્કૃત-મય ઉંચી ભાષા વાપરવાની મ્હારા કેટલાક વિદ્વાન મિત્રોની સલાહ તરફ સ્હેજ દુર્લક્ષ રહે છે.

ગઝલમાં મુખ્યત્વે કરીને પ્રેમ અને વિરહનુંજ વર્ણન હોવું જોઇએ; એવો ફારસી કાવ્ય રચવાનો કાયદો છે પણ ગઝલ જેવી સરળ, રસમય અને હૃદયની લાગણી જાગ્રત કરનારી રાગણીમાં જો નૈતિક, વ્યવહારિક વીગેરે વિષયોની ગુંથણી કરી હોય તો જનસમાજ અને તેમાંએ વળી જનસંઘ તેનો વધારે લાભ લઇ શકશે એવા હેતુથીજ તે કાયદો તોડવાની મ્હને ફરજ પડી છે અને તેનું પરિણામ પણ સંતોષકારક આવ્યું છે તે આ પુસ્તકની પ્રગટ થએલી પાંચમી આવૃત્તિ ઉપરથી સહજમાં સમજાશે.

અંતમાં ઉપોદ્‌ઘાત લખનાર મહાશયનો આભાર માની તથા પુસ્તકમાં રહેલા દોષ માટે વાંચકોની ક્ષમા ચાહી વિરમુ છું.

ભાદરવા શુદ બીજ ૧૯૭૩.
ગાયવાડી-મુંબઇ.

શુભેચ્છક.
**"મણિકાન્ત."**

# ઉપોદ્ઘાત.

કવિરાજ **મણિકાન્તની** ઇચ્છાને માન આપી આ લેખ લખતાં મને આનંદ ઉપજે છે! હર્ષ ઉપજે છે! આમ લખવાનું કારણ શું? કવિરાજના પોતાના શબ્દોમાં કંઇક ફેરફાર કરી કહીએ તો એમની કાવ્યમાળાની ચોથી આવૃતિમાં સમાએલી ગજલોના ગુલજારમાં આવેલા હોજમાં સ્નાન કર્યાથી ઉક્ત મનોભાવ પ્રાપ્ત થયો છે. ફારસી ઢબની ગજલો ગુજરાતીમાં પ્રવેશ કરાવવાની પહેલ તો સ્વ. કવિવર **નર્મદાશંકરે** કરી છે. એ માન એમનેજ ઘટે છે. નીચે આપેલો નમુનો જુઓ.

**"ખલકનારે! ખુદા ખાવિંદ! ખમા કર ખો! બુરી તું ખુલંદ"**
**"અગર આંતુર! કેશીશાજી! બદસ્તા રદ! દિલે મારા"** (હાફિઝ)
**મફાઈલુન! મફાઈલુન! મફાઈલુન! મફાઇલુન.**

આમાં સાત સાત માત્રાનો સમુદાય સાથે લઇ ગવાય છે અને એ બહરેહજ્રજ કહેવાય છે. મિ. **મણિકાન્તે** પણ એજ માપને અનુસરી પુષ્કળ ગજલોના ગુચ્છાની સુંદર રચના કરી છે. કવિતા બનાવવાની એમની શક્તિ ખુદાદાદ (ઇશ્વરદત્ત) કહી શકાય કેમકે મનોરંજક કાવ્યને અનુકૂળ આવે એવી શબ્દ રચના સ્વતઃ પ્રકાશ પામતી હોય એવું જણાઇ આવે છે. એમના કવનની ચમત્કૃતિનો ઝગઝગાટ ખાસ કરી ગજલોમાં દીપી નીકળે છે.

**"ગઝલમાં હું બન્યો ઘેલો! ગઝલ દિલજાન ગાવા દે!**
**હજારો કામને છોડી, અહા! ગુલતાન થાવા દે!**
**ગઝલના હોજમાં હર્ષે, અહાહા! યાર! ન્હાવા દે!**
**ગઝલ રસથી ભરી પ્યાલી પીને મસ્તાન થાવા દે!"**

ઇત્યાદિ.

અહાહા ! શી રચના ! કેવી ચમત્કૃતિ ! શી મધુરતા ! ફરી ફરી વાંચતાં અધિક અધિક આનંદ ઉદ્‌ભવે છે.

વિશેષ વાનગી.

" કરે તેવું જરૂર પામે, લણે છે જેવું જે વાવે;
જગતનો એજ ધારો છે, અદલ ઈનસાફ તારો છે ! "
" સમજ સંસારના પ્રાણી, યુવાની માન મસ્તાની;
અરે પણ ચાર દા'હડાની, યુવાની જાણ ફાની છે ! "
" ખુશામતના તમે માલિક, ખુશામતખોર છે ઝાઝા;
ભલે ભેગા કરી બુદ્ધિ, તમારી બોળવા દેશો ! "
" ઠુંકારા સાસુના ખાધા, નણંદના બોલ સાંખ્યા છે;
ક્ષમાની ઢાલ ધારી છે, અમારા કંથને માટે ! "
" અમે ભગવાનને ભજીએ, તમે અલ્લા ઉચારો છો;
અમે શ્રીરામને રટીએ, તમે રહ્‌માન ધારો છો. "

---

" જો ઇશને સમરે નહિં જન્મ્યો વૃથા ઝખ મારવા !
જો દેશ સેવા નહિ કરી, જે. પી. (J.P.) થયા ઝખ મારવા ! "

( આ ગજલ બહરે હજજને બદલે બહેરજ.જ છે અને તે હરિગીત છંદને બહુ મળતી આવે છે. )

સ્વ. કવીશ્વર **દલપતરામે** કવિતાની જે ખૂબીદાર વ્યાખ્યા આપી છે તેને આબાદ અનુસરતી મણિકાન્તની કવિતાઓ છે.

" કવિતા કહીએ કલ્પના, જન મન રંજન જાણ;
સરસ રસ શબ્દો વડે, અર્થની રચના આણ. "

કેટલાક કહેવાતા કવિઓ અઘરા અઘરા કર્ણ કઠોર શબ્દો વાપરી પોતાનું પાંડિત્ય પ્રસિદ્ધ કરે છે તે કાંઇ વખાણને પાત્ર નહીં ગણાય.

કવિ **કલાપીની** કવિતા બહુ જોશવાળી, ઉંડા વિચાર દર્શાવનારી છે પરંતુ માધુર્યની બાબતમાં **મણિકાન્તની** પદવી ઉચ્ચતર ગણી શકાય.

**" અમારી લાડકી લેવા ભલે જરદાર આવોને!**
**અમારૂં મન મનાવાને, મની(money)કલદાર લાવોને!"**
**" ત્રિજોરી કોઇની ફાડો, અગર દેવું કરી કાઢો!**
**ગીરો ઘર કે મુકો વાડો, ભલા અક્કલ લડાવોને!"**

ઉપલા ચાર ચરણમાં હાસ્ય તત્વ મિશ્રિત હોવાથી મિઠાશમાં વૃદ્ધિ થાય છે.

નિદ્રા તથા બે સખીઓ વચ્ચે ચાલેલો સંવાદ પણ બહુ સરળ તેમજ હાસ્યજનક છે.

એમના સવૈયા, હોરી, કુંડળીઆ, મનહર વિગેરે વાંચવા લાયક છે પણ ગજલને મુકાબલે કેટલેક અંશે મોળાં જણાય છે.

**ઉદાહરણ.**

**મનહર.**

**" જામિનગીરી યા ઠામ ઠેકાણું તપાસ્યા વિના.**
**અમારૂં ખીસ્સું ભરીને હુંડીઓ સ્વીકારીશું;**
**નફો જો થશે તો અમે તે ખીસ્સામાં મુકવાના,**
**ખોટ જશે ત્યારે બસ બેંકને રડાવીશું!"**

ઇત્યાદિ

**વસંતતિલકા.**

**" અંબા ભવાની જગદંબ કરો સહાય!**
**આશાસુરી મન સદા તમ ભક્તિ ચ્હાય."**

ઇત્યાદિ ઇત્યાદિ.

ઘણીખરી કવિતાઓમાં ચાનકની સાથે નીતિ રૂપી તત્વ જોવામાં આવે છે. પરંતુ કોઇ કોઇ સ્થળે એ ઉપયોગી તત્વનો અભાવ જણાય છે. નવી આવૃતિમાં સુધારો થાય એવા હેતુથી કવિરાજનું ધ્યાન ખેંચવાનું ઉચિત જણાય છે.

પૃષ્ટ ૫૪.

**" કનૈયા કાન ઓ મ્હારા, બજાવો બંસળી પ્યારા."**

શ્રીકૃષ્ણનો અવતાર થઇ ગયો. ફરીથી અવતાર લઇ વાંસળી વગાડે એમ વિનવવું વૃથા છે. નીતિ તત્વ નથી.

પૃષ્ટ ૧૧૬.

" **નસીબે જે લખ્યું થાએ, ન ભુલ હું દેવની દેખું.** "

દરેક બનાવ નસીબમાં લખ્યા પ્રમાણે થાય તો કરણી માટે માનવીની જવાબદારી રહેતી નથી. વળી નસીબનો ઘડનાર કોણ ? ઇશ્વર કે દેવ. છતાં લખ્યું છે કે " ન ભુલ હું દેવની દેખું " એ ભૂલ ભરેલું કહેવાય. કવિરાજે પ્રારબ્ધ ઉપરથી ભૂલ થાપ ખાધેલી જણાય છે. નસીબને માનનારા પ્રથમના અવતારને સ્વીકારતા નથી.

ચાર મહિનામાં ચોથી આવૃતિની ૧૫૦૦ પ્રત ખપી તે ઉપરથી વાંચક વર્ગની પ્રસન્નતા અચૂક જણાઇ આવે છે.

બળુ બંગલો, કચ્છ કેરા. } શુભચિંતક,
**કરમઅલી રહીમભાઈ નાનજીઆણી.**
બી. એ.
તા. ૨૬-૭-૧૭

---

# ચોથી આવૃત્તિનો ઉપોદ્‌ઘાત.

---

લેખક નરોત્તમ જેઠા " **નરમણિ** "
( ૩૭૧ હાર્નબીરોડ, કોટ, મુંબઇ. )

આઠ મહિનાના ટુંકા અરસામાં " **મણિકાન્ત કાવ્યમાળા** " ની ત્રીજી આવૃત્તિની બધી પ્રતો ખપી જવાથી ચોથી આવૃત્તિ પ્રસિદ્ધ કરવાનો વખત આવી લાગ્યો, એટલી એજ હકીકત એ ગ્રંથની લોકપ્રિયતાના પુરાવા માટે બસ છે. ગુજરાતીમાં કોઇ પણ કાવ્ય ગ્રંથની ત્રણ વરસના ટુંકા અરસામાં ચાર આવૃત્તિઓ આજ સુધી નીકળેલી અમારા જાણવામાં નથી, સાદી સરસ ભાષામાં લખાયલાં **મણિકાન્ત**નાં કાવ્યોએ વાંચક વર્ગને છક્ક કરી નાખ્યા છે એટલુંજ

નહિ, પણ " સાક્ષરોએ લખેલાં તેટલાંજ કાવ્ય ને બાકીનો તે કચરો " એવી જે ભ્રમણા ચાલુ હતી તે **મણિકાન્તે** દૂર કરી છે.

**મણિકાન્ત**નાં કાવ્યોની કસોટી કરવા માટે કાવ્ય તે શું અને તેની કસોટી કેમ કરવી તે સંબંધમાં અમોએ ત્રીજી આવૃત્તિમાં સવિસ્તર લખેલું છે અને આ ઉપોદ્ઘાતમાં પણ **મણિકાન્ત**નાં કેટલાંક કાવ્યોને છૂટક છૂટક લઇને કસોટીએ ચડાવી જોઈશું, પરંતુ **મણિકાન્ત**ની ફત્તેહની મોટામાં મોટી કુંચી શી છે? તે જાણવાની ખાયશ ધરાવનારાને મારે જણાવવું જોઇએ કે "સાદી ને સચોટ ભાષા" એજ **મણિકાન્તની** લોકપ્રિયતાનું એકજ જંગી સાધન છે. હમણાં હમણાં ઘણા એક હિતૈષીઓએ **મણિકાન્ત**ને ભલામણ કરી છે કે તમારી વાણીને સંસ્કૃતમયી ને ફારસીમયી તથા ઠીક ઠીક અઘરી બનાવી નાંખો તો તમો સાક્ષરમાં ખપી શકશો. પરંતુ સુભાગ્યે **મણિકાન્ત**ને એવું કાંઇ અષ્ટમ પષ્ટમ આવડયું નહિ ને રુચ્યું પણ નહિ. બાકી જો એમ થાય તો અમો નથી ધારતા કે **મણિકાન્ત** પોતાની લોકપ્રિયતા ટકાવી શકે!

ગુજરાતીમાં પ્રાચીન કવિયોમાં **પ્રેમાનંદ** શ્રેષ્ઠ ગણાય છે ને અર્વાચિનમાં **દલપતરામ** શ્રેષ્ઠ ગણાય છે. વારુ, કહો હવે, એ બેઉમાંથી કોની વાણી સંસ્કૃતમય ને કર્કશ છે? વાર્તાના ગ્રંથોમાં " **કરણઘેલો** " શ્રેષ્ઠ છે; પરંતુ તેની શૈલી કેવી સાદી ને સુગમ્ય છે?

**સરસ્વતિચંદ્ર**નો ચોથો ભાગ સંસ્કૃતમય શબ્દોથી ભરપૂર છે પરતું તેનું કારણ એ કે તે વિષય એવોજ છે કે જેમાં વાપરવા યોગ્ય શબ્દો ચાલુ ગુજરાતી ભાષામાં મળી શકતા નથી. પરંતુ **મણિકાન્ત**નાં કાવ્યોના વિષયો બધા સામાન્ય છે અને તેને માટે સચોટ સાદા શબ્દો ભાષામાં પુષ્કળ છે તો તેવા શબ્દો મૂકીને **મણિકાન્ત** પર ભાષામાં ચોરી કરવા નીકળે તો અમે નથી ધારતા કે એમનાં એ કાવ્યો જન સમાજમાં વખણાય.

આપણા મનના વિચાર બીજાના હૃદયમાં આબેહુબ ઉતારવાનું સાધન તે ભાષા. જો ભાષા સર્વે સમજી શકે એવી સરળ હોય તોજ

તેમાંના વિચારોની લ્હેજત સર્વ કોઇ ચાખી શકે. કદી કોઇ ઠેકાણે વાપરવા યોગ્ય સાદા શબ્દો પોતાની ભાષામાં મળી ન શકે તો તેવે ઠેકાણેજ માત્ર સંસ્કૃત કે અન્ય ભાષાના શબ્દોનો પ્રયોગ કરવો તે વાજબી દેખાય. પરંતુ તેથીએ સારો લેખક રાજી થતો નથી. પારકી ચીજો પર આધાર રાખવાનું સારા લેખકને પસંદ હોયજ નહિ. પોતાની વિદ્વતાને છલકાવવાને ખાતર અથવા સાદા શબ્દો ઉપર પોતાનો કાબુ ન હોવાને ખાતર જે લેખક ભારે ભારે શબ્દોથી માતૃભાષાને શણગારવા ચાહે છે તે ખરૂં જોતાં માતૃભાષાને અણછાજતો પોષાક પેહેરાવીને તેની રેવડી કરે છે. “ ટેબલ ઉપર ખડિયો ગોઠવો” એમ કહેવાને બદલે જે લેખક “ પીઠીકાને વિષે-લેખિની નૃત્યાલયનું અધિષ્ટાન કરો” એમ લખે તે લેખક માતૃભાષાની રેવડી નહિ તો બીજું શું કરે છે વારૂ ?

ભાષા એવી સરળ જોઇએ કે તેનો લાભ વધારેમાં વધારે વાચકો લઇ શકે. જરાક જેટલા વાંચનારાને પોતાના લખાણનો લાભ ઇજારે આપી દેવો એ સારા લેખકનું કામ નથી. સાહિત્યનું દિવાનખાનું સર્વને માટે ખૂલ્લું મૂકવું જોઇએ. સાહિત્યનાં દિવાનખાનાને અંદરથી બંધ કરીને સાડાત્રણ સાક્ષરો માંહે એકલા બેસીને થોડા એક કઠણ શબ્દોની જાળ રચીને આપસ આપસમાં તેની “ નવ કાંકરી ” ખેલે એ તે કાંઇ કવિતા કહેવાય ? કઠણ શબ્દાર્થને સમજવા બેસતાં ભાવાર્થ ઉડી જાય છે જેથી કવિયે પાડવા ધારેલા ચિત્રનો છાપ વાચકના અંતઃકરણ ઉપર પડી શકતો નથી. હજારો ને લાખો ગુજરાતી કવિતાઓ આજે કચરાની ટોપલીને સ્વાધિન થઇ ગઇ છે તેનું કારણ એજ છે; ને વગર ડીગ્રી પામેલા અને સાક્ષરોની મંડળીમાં લાગવગ નહિ ધરાવતા છતાં **મણિકાન્ત** લોકપ્રિય થયા તેનું કારણ પણ એજ.

ઉપર કહેલો સર્વથી મોટો ગુણ **મણિકાન્ત**માં હોવા ઉપરાંત બીજી શું શું ખૂબીઓ **મણિકાન્તમાં** છે ? તે હવે આપણે તપાસીએઃ

“ **મણિકાન્ત** ”માં હૃદય છે-ઓરીજીનેલીટિ છે-હુન્નર થોડો છે

પણ જે કંઇ હુન્નર છે તે ધારેલા કામને સચોટ બજાવી શકે છે. કુદરતમાં varieties શા માટે છે તે જાણવાને **"મણિકાન્ત"** કેવા તલપે છે તે નીચેની લીટીઓથી સમજાશે;-( કુદરતને-એ નામનાં કાવ્યમાં જુવો.)

**" સુગંધીયુક્ત કસ્તુરી, અહા ! કાળી કરી કુદરત !**
**સફેદી છે છતાં કાંદે, અરે ! બદબો ભરી કુદરત ! "**

ઇશ્વરના ઇન્સાફીપણા માટે **મણિકાન્તને** ભરોસો છે તે માટે જુવો **" અદલ ઇન્સાફ ત્હારો છે "** એ કાવ્યમાં:—

**" કરેલાં પાપ જામે છે, પછી જન કષ્ટ પામે છે;**
**અહા એ ગુપ્ત મારો છે, અદલ ઇન્સાફ ત્હારો છે ! "**

પરોપકારની ખરી વ્યાખ્યા જાણવા માટે પરોપકારનું આખું કાવ્ય ફરી ફરીને વાંચવા જોગ છે. " એકગણું દાન ને સહસ્ત્રગણું પુન્ય " એવા લાલચુ વેપારીઓને એમાંથી ઘણું સમજવાનું મળશે,

જીંદગીનો જીવવા જેવો ભાગ પૂછો તો જુવાનીજ છે. મુંબઇમાં ૧૧ થી ૫ વાગ્યા સુધીના છ કલાક એટલા એજ ધંધા રોજગારને માટે સાચો દિવસ ગણાય છે તેજ પ્રમાણે જીંદગીનું કર્તવ્ય બજાવવાને જુવાનીને જાણવી. છતાં મોતીની કીંમત ન સમજતાં વાંદરાંઓ તેને ચાવી જાય છે તેમ જુવાની કીંમત ન સમજનારા તેનો ગેરઉપયોગ કરી નાખે છે તેટલા સારૂ **મણિકાન્તને** લખવું પડે છે કે:-

**" અભિમાને કરે અંધા, કરાવે નીચના ધંધા;**
**વિચારો ફેરવે સંધા, યુવાની તો દીવાની છે ! "**

નિષ્કામ કર્મયોગ સમજાવવા માટે **મણિકાન્ત** થોડા શબ્દોમાં કેટલું બધું રહસ્ય વર્ણવી શકે છે તે માટે જુવો **" પતીવૃત્ત પ્રાણથી પ્યારૂં "** એ કાવ્યામાં:-

**" ભલે રોગી અભોગી હો ! અગર ધન હીણ યોગી હો !**
**પતી ભગવંત સમ ધારૂં પતિવૃત્ત પ્રાણથી પ્યારૂં ! "**

**અપગોના** કાવ્યમાં **" મણિકાન્ત "** એક દમડીનો સારામાં સારો ઉપયોગ કેવી રીતે કરી શકાય તેને માટે કહે છે કે,

"અમારૂં ટંકનું ભોજન, તમારી પાન સોપારી;
દયા દિલમાં વસે જો તો, વિનંતિ ધ્યાન ધરતો જા,!"
"તો શું" ના કાવ્યમાં મણિકાન્તનો ઝપાટો અજબ છે !
"કદર વણ નોકરી કો'ની, કરી યા ના કરી તો શું ?
યકિન વણ હસ્તમાં માળા, ધરી યા ન ધરી તો શું ?
* * * *
ચતુરા નથી ચાહતો, ચતુરા ના મને ચ્હાતી;
કદી એ સ્નેહ વણ સાદી, ઠરી યા ના ઠરી તો શું ?
* * * *
મનુષ્યોથી ભરી હોડી, ડુબી જઇ મધ્ય દરિયામાં;
પડી ઉંધી તરી પાછી, તરી યા ના તરી તો શું ?"

Sugar coated pills ખવરાવી એ કવિઓનું કામ છે. દલપતરામ એમજ કરતા. "ધનવાન સગા" ના કાવ્યમાં પણ મણિકાન્તે એવીજ ગોળીઓ ખવરાવી છે:—

"આવ્યા તમારે આંગણે, આવો ભલે કહેતા નથી !
કરિયે પ્રણામ સલામ પણ, કંઇ લક્ષમાં લેતા નથી !
નવ બેસવા આસન કરો, નવ પાન સોપારી ધરો !
અવલોકતાં અવળા ફરો, સ્હામું જરા જોતાં નથી !"

મુંબઇવાસીઓને આએ કાવ્ય થાળમાં મૂકીને અર્પણ કરવાજોગ છે. એ થાળ ઉપર ઢાંકવાના રૂમાલમાં નીચેનો શ્લોક ગુંથવો જોઇએ.

तृणानि भूमि रुदकं वाक्चतुर्थी च सुनृता ।
एतान्यपि सतां गेहे नोच्छिद्यंते कदाचन ॥

ઋતુ વર્ણનો ઘણાં લખાયાં છે. એ જાતનાં કાવ્યમાં થોડા શબ્દોમાં આખી ઋતુનો મુખ્ય હેવાલ જે કાવ્ય બતાવી આપે તે શ્રેષ્ઠ ગણાય. "મણિકાન્ત" પણ ઠીક કામ બજાવે છે:—

"ગ્રીષ્મે ઘણી ગરમી પડે, બળતું હૃદય ઝાઝું બળે !
પણ પ્રેમ પાણી પ્રીતથી, પાનાર કાં આવ્યા નહિ ?"

ઉપરનાં વિવેચનોથી "**મણિકાન્ત**"નું હૃદય સમજી શકાશે. હવે **મણિકાન્તના** હુન્નર વિષે થોડાક શબ્દો બોલી હું બંધ કરીશ, વાંચો "**વફા પર જફા.**"

"**સફા થૈ ઇશ્ક વ્યાપારે, નફાનું નામ ના જોયું !**
**વફા પર ના જફા કર તું, ખફા થાતાં બધું ખોયું !**

ઝડઝમકના ઝપાટામાં પણ "**મણિકાન્ત**"ની તીવ્ર લાગણી પોતાની તીવ્રતા મૂકતી નથી એજ પ્રશંસાપાત્ર છે. જુવોઃ—

"**પ્રથમ જો પ્રેમ આપો તો, દઇને લૂટશો ના–ના !**
**મગર મરજી તમારી તો, અવલથી આપશો ના–ના !**"

"**મણિકાન્તે**" પસંદ કરેલા છંદોમાં ગઝલો વિશેષ કરીને છે ને તે ગઝલો ઉપર તેમનો કાબુ પણ અનુપમ છે, સ્વર્ગસ્થ **ગોવર્ધનરામભાઇએ** અને સ્વર્ગસ્થ **મણિલાલ નભુભાઇએ** '**સરસ્વતીચંદ્ર**' અને '**આત્મનિમજ્જન**' દ્વારા ગઝલને પેહેલી વાર ગુજરાતી ભાષામાં જાહેર કીધી. પરંતુ લ્હેજતમય પકવાનના આકારમાં ગઝલોને પીરસવાનું પ્રથમ માન **કલાપિને** ઘટે છે. ત્યારબાદ ગુજ્જર પ્રજા ગઝલોને એટલે બધે દરજ્જે ભોગવતી થઇ છે કે ગઝલ એ પરદેશી પકવાન છે તેનો ખ્યાલ વટીક થોડે કાળે ભૂલી જવાશે. ગાનપ્રિય ઇટાલી દેશમાં પણ ગઝલો એવીજ લોકપ્રિયતા ભોગવે છે **મણિકાન્તની** બધી કવિતાઓમાં સૌથી વધારે અસર કરનાર ગઝલોજ છે–સૌથી વધારે લોકપ્રિયતા મેળવનાર તે ગઝલોજ છે એ જોઇને ગઝલો ગજાવવાનો "**મણિકાન્ત**"નો હુન્નર કાંઈ કમી વખાણને પાત્ર નથી !

છેવટમાં અમારી એજ ઉમેદ છે કે ગુર્જ્જર પ્રજા જેમ **મણિકાન્તની** કદર બૂજી શકે છે તેજ પ્રમાણે ગુર્જ્જર પ્રજાની વધારે મોટે પાયે સેવા કરવામાં "**મણિકાન્ત**" હમેશાં તત્પર રહો અને ફતેહ પામો ! અસ્તુ.

"**નરમણિ.**"



# મંગળ યાચના !

—ગઝલ—

અમારા હિંદમાં સર્વે;
સ્થળે ઈશ સ્થાપજો-મંગળ !
અહા ! સૌ આર્યના અંતર;
વિષે બસ વ્યાપજો-મંગળ !
કરી મન માનતી વૃષ્ટિ;
વધાઈ આપજો—મંગળ !
પ્રભુ ભારત તનૂ દિલમાં;
ભલાઇ છાપજો—મંગળ !
વધો હુન્નર કળા હિંદે;
સફળ કાર્યો થજો—મંગળ !
વળી વ્યાપાર પણ વધજો;
સુબુદ્ધિ વાધજો—મંગળ !
તમો પાસે સકળ પત્નિ;
પતિનું માગજો—મંગળ !
ગવાજો ગીત ને વાજાં;
વિભૂજી વાગજો—મંગળ !

"મણિકાન્ત"

# ગઝલમાં ગુલતાન !

ગઝલમાં હું બન્યો ઘેલો !
ગઝલ દિલજાન ! ગાવા દે !
હજારો કામને છોડી !
અહા ! ગુલતાન થાવા દે !
ગઝલના હોજમાં હર્ષે !
અહાહા ! યાર ! ન્હાવા દે !
ગઝલ રસથી ભરી પ્યાલી !
પી ને મસ્તાન ! થાવા દે !
નથી ખાવું નથી પીવું !
મઝા બસ ! એ ઉડાવા દે !
અયે ! નિદ્રા ! જજે નાસી !
નશો ! એનો ચ્હડાવા દે !
નીતિ, શૃંગારનાં કાવ્યો !
ગઝલમાં હા ! બનાવા દે !
વિષય વૈરાગ્યનો વીરા !
ગઝલમાં રે ! બતાવા દે !
ભલે છે અન્ય રાગો પણ પણ !
ગઝલમાં ગાન ! થાવા દે !
વળી વાજીંત્ર તે સાથે !
ગઝલમાં હા ! બજાવા દે !

"મણિકાન્ત"

# વિભૂ વાકય.



—ગઝલ—

જગતમાં ધર્મની પડતી અધર્મે થાય છે જ્યારે !
નિરાકારી છતાં ભારત ! લઉં અવતાર હું ત્યારે !

* * * *

ભજે જે ભાવથી મુજને ત્રિવિધિ તાપ-કાપું છું !
કરે પરમાર્થ જે પ્રેમે પ્રથમનાં પાપ-કાપું છું !
સદાચરણે સદા ચાલે દિધેલા શ્રાપ-કાપું છું !
જીગરમાં તે જનો કેરી ભલી હું છાપ-છાપું છું !

* * * *

કરે આરાધના મ્હારી પછી તપની-નથી પરવા ।
રહ્યો જેના હૃદયમાં હું પછી જપની-નથી પરવા !
પિછાને જે મ્હને ત્હેને અવર લપની-નથી પરવા !
પુરાણો કે, પુરાણીની અગર ગપની-નથી પરવા !

"મણિકાન્ત."

# વિભૂ વાક્ય.



"જગતમાં ધર્મની પડતી અધર્મે થાય છે જ્યારે,
નિરાકારી છતાં ભારત! લઊં અવતાર હું ત્યારે."

"મણિકાન્ત."

# નીતિ-બોધ.



" કદી તલવારની ધારે ભલે ગરદન કપાવા દે!
તથાપિ ધીર ધારીને નીતિને ના મુકાવા દે!"

" મણિકાન્ત."

લક્ષ્મી આર્ટ, ભાયખળા, મુંબઈ

# નૈતિક-કાવ્ય.

—ગઝલ—

ભલે દુઃખમાં ડુબી જૈને,
સકળ સુખને સમાવા દે!
હૃદયને ભય ભમાવે તો,
ભુલી તું ના ભમાવા દે!
અહા! અગ્નિ વિષે હર્ષે,
અતિ તનને તપાવા દે!
કદી તલવારની ધારે,
ભલે ગરદન કપાવા દે!
ડુબાવે દેહને દરિયે,
ખુશીથી તો ડુબાવા દે!
પીવાડે ઝેર તો પી—લે!
રખે! દિલને દુઃખાવા દે!
પડી પર્વત પરેથી હા!
શરીરને તો છુંદાવા દે!
તથાપિ ધીર ધારીને,
નીતિને ના લુંટાવા દે!

"મણિકાન્ત."

# "અદલ ઇન્સાફ ત્હારો છે!"

—ગઝલ—

અહો! કિરતાર ઇન્સાફી અદલ ઇન્સાફ ત્હારો છે;
ખલકને ખૂબ પ્યારો છે! અદલ ઇન્સાફ ત્હારો છે! અહો!
કુકર્મે કષ્ટ ભોગવીએ, તમોને દોષ કાં દઇએ?
ગુન્હો સઘળો અમારો છે, અદલ ઇન્સાફ ત્હારો છે! અહો!
રમીને પાપના પાસા, સુખોની રાખીએ આશા!
ખરે! ખોટા વિચારો છે, અદલ ઇન્સાફ ત્હારો છે! અહો!
સદાચરણે સદા ચાલે, સદા સુખ તેહને આલે!
પુરાવા તો હજારો છે, અદલ ઇન્સાફ ત્હારો છે! અહો!
કરેલાં પાપ જામે છે, પછી જન કષ્ટ પામે છે!
અહા! એ ગુપ્ત મારો છે, અદલ ઇન્સાફ ત્હારો છે! અહો!
કંઇ જન એમ બોલે છે, પ્રભુ ઇન્સાફ ભૂલે છે!
અરે! ગાંડા ગમારો છે, અદલ ઇન્સાફ ત્હારો છે! અહો!
કરે તેવું જરૂર પામે, લણે છે જેવું જે વાવે!
જગતનો એજ ધારો છે, અદલ ઇન્સાફ ત્હારો છે! અહો!
વસીલાને મુકે ન્હેતો, ન કો'ની લાંચ તું લેતો!
વિભૂ તું ન્યાય વાળો છે, અદલ ઇન્સાફ ત્હારો છે! અહો!
કથે શંકર વકીલોની, ગરજ તુજ પાસ ના પડતી!
અહા! એ રાહ સારો છે, અદલ ઇન્સાફ ત્હારો છે! અહો!

# બુરી આદત યાને દુર્ગુણદર્શક !

—ગઝલ—

મળે શરબત છતાં પ્યાલી શરાબે રે ! ભરે છે કાં ?
ખરે ! ખીસ્સે બની ખાલી નશો વ્યસની કરે છે કાં? મળે.

મનોહર મેનકા જેવી રૂપાળી ઘર વિષે રામા;
છતાં છટકેલ રાંડોમાં રખડતા રે ! ફરે છે કાં ? મળે.

કરે કિરતાર સર્વે પણ કર્યું મ્હેં એમ માનીને;
અભિમાને બની અંધા હુંપદ ગદ્ધા ધરે છે કાં ? મળે.

દીપકની જ્યોતને ઝાંખી પતંગો ભાન ભુલીને;
ઉડે છે ભેટવા ત્હેને બળે છે રે ! મરે છે કાં ? મળે.

જળાશય છે ભર્યાં જ્યાં ત્યાં તથાપિ કાક પક્ષીઓ;
પનીહારી શિરે મટકી તહાં ચંચૂ ભરે છે કાં ? મળે.

ભરીને પય તણું પ્યાલું મણિધરને તમે પાશો;
હળાહળ ઝેરની ધારા મુખેથી રે ! ઝરે છે કાં ! મળે.

જુગારે સૌ ગુમાવ્યું છે બન્યો બેહાલ હા ! બંદો;
છતાં અફસોસ ! મન તેનું જુગારે જૈ ઠરે છે કાં ? મળે.

કરી છે કેદની યાત્રા અરે ! કૈં વાર દંડાયો;
તથાપિ ચોર સૌ ચૂકી ફરી પરધન હરે છે કાં ? મળે.

કર્યો ઉપકાર જન કો’એ ભુલી આભાર સૌ ત્હેનો,
કૃતઘ્ની નીચ અપકારી બુરૂં ત્હેનું કરે છે કાં ? મળે.

+ + +

કથે **શંકર** સુણો શાણા પડી આદત ટળે–ના તે;
ધુવે જો કોયલા તો પણ સફેદીમાં ભળે–ના તે.

# પરોપકાર!

—ગઝલ—

પ્રભાકર તે પ્રકાશીને જગત સેવા કરે છે કાં ?
અહા ! રજનીપતિ નિત્યે નભે ફરતો ફરે છે કાં ? પ્રભાકર.
નવાણો નીરથી ભરવા પકવવા પાક હા ! ક્ષેત્રે;
નિયમસર મેઘ સૃષ્ટિમાં અહા ! વૃષ્ટિ કરે છે કાં ? પ્રભાકર.
સકળના પ્રાણનો રક્ષક મધૂરો છે અહા ! વાયૂ;
વિના સ્વાર્થે વહે સઘળે વકુફી વાપરે છે કાં ? પ્રભાકર.
ગ્રહી કરમાં કુહાડીને સુખડને છેદશો કોઇ;
ભલે ને અગ્નિમાં નાંખો સુગંધી હા ! સ્ફુરે છે કાં ? પ્રભાકર.
ચરે જંગલ તણો ચારો મહિષી, ગાય ને બકરી;
મધૂરૂં દૂધ આંચળથી છતાં ત્હેને ઝરે છે કાં ? પ્રભાકર.
તપેલો તાપથી પંથી વિસામો વૃક્ષનો લે છે;
પછી પથ્થરથકી મારે છતાં ફળ હા ! ખરે છે કાં ? પ્રભાકર.
સદાચરણી અને સંતો તણું બૂરૂં કરે કોઈ;
છતાં પરમાર્થના પ્રેમી દયા હરદમ ધરે છે કાં ? પ્રભાકર.
કથે **શંકર** ભલા લોકો પરાયાં કષ્ટ કાપે છે;
અહા ! પરમાર્થના માટે ઘટે તો પ્રાણ આપે છે. પ્રભાકર.

—સોરઠો—

ઉપકારે ઉપકાર, કરનારા જન કૈંક છે;
અપકારે ઉપકાર, કરનારા જન જૂજ છે!

# ખુશામતથી રાજી થનારને !

—ગઝલ—

તમે બોલી રહ્યા ભાઈ અમોને બોલવા દેશો ?
અમારા દિલનું તાળું ખુશીથી ખોલવા દેશો ? તમે.
તમે બોલ્યા બધું સાચું ! કહીશું કેમ હા એ હા ?
ખરૂં મોટું હૃદય કાંટે તપાસી તોલવા દેશો ! તમે.
ગપાટા સપાટા એ તમારા કામ ના આવે;
ભરેલી છે અગર ખાલી ? ફળીને ફોલવા દેશો ! તમે.
તમે બોલ્યા પટારામાં ભર્યાં મુક્તાફળો મોંઘાં;
અમારાથી મનાયે ના પટારો ખોલવા દેશો ! તમે.
અમે તો સત્યના સાથી ખુશામત છે ખરે ખારી !
અમારી અલ્પ બુદ્ધિથી અરે ! અવલોકવા દેશો ! તમે.
તમે માઠું લગાડો તો તમારી મૂર્ખતા મ્હોટી !
તપ્યું જો હોય મસ્તિક તો જરા ઠંડું થવા દેશો ! તમે.
કથન લાગે કદી કડવાં અમોને જો નહિ ચાહો !
રજા આપો અમે રાજી ! જીગરથી હા ! જવા દેશો ! તમે.
ખુશામતના તમે માલિક ! ખુશામતખોર છે ઝાઝા;
ભલે ભેગા કરી બુદ્ધિ તમારી બોળવા દેશો ! તમે.
છતાં પણ શેઠજી મ્હારા ! શિખામણ રંકની માની !
વ્યસન ઝાઝું ખુશામતનું ગળે ના બાઝવા દેશો ! તમે.

# "યુવાની તો દીવાની છે"

—ગઝલ—

જરા જન જાળવી લેજે અરે ! ઝેરી યુવાની છે;
કલંકિત કિર્તિને કરશે ખરે ! વૈરી યુવાની છે ! જરા.
સદા મન મોહમાં રમતું, રહે પરનારમાં ભમતું;
નીતિને લેશ નાં નમતું યુવાની તો દિવાની છે ! જરા.
ભલે હો ! ભ્રાતની નારી અગર હો ! મિત્રની પ્યારી;
નજર ત્યાં થાય બદકારી ખરાબીની નિશાની છે ! જરા.
સગું સ્નેહી નહિ જોશે ભલે વિધવા કદી હોશે;
અરે ! અક્કલ બધી ખોશે ભલે ગુણવાન જ્ઞાની છે ! જરા.
અભિમાને કરે અંધા કરાવે નીચના ધંધા;
વિચારો ફેરવે સંધા યુવાની તો ગુમાની છે ! જરા.
બનાવ્યા કૈંકને કેદી નખાવ્યાં શીષ કૈં છેદી;
યુવાની શત્રુ છે ભેદી ન માનો કે, મઝાની છે ! જરા.
હૃદય કિરતાર ના રટતું નથી પરમાર્થમાં પળતું;
રહે રસભોગમાં ભળતું જીવનની જાણ હાની છે ! જરા.
વિકારોને વળગનારી બતાવે પાપની બારી;
સુઝાડે બુદ્ધિ ના સારી પીડાકારક પિછાની છે ! જરા.
સમજ સંસારના પ્રાણી ! યુવાની માન મસ્તાની;
અરે પણ ચાર દા'ડાની ! યુવાની જાણ ફાની છે ! જરા.
કથે **શંકર** જુઠી કાયા જુઠી સંસારની માયા;
યુવાનીની જુઠી છાયા જુઠી આ જીંદગાની છે ! જરા.

# " નહિં સાહસ કરો કોઇ ! "

—ગઝલ—

કરો જે કામ હે પ્યારા ! ખરૂં ખોટું જરા જોઈ;
 વિચારીને ભરો પગલું **નહિં સાહસ કરો કોઈ** ! કરો.
બનીને ક્રોધમાં અંધા કરે સાહસ અરે ! સંધા;
 બુરૂં થાતાં રહે રોઈ **નહિં સાહસ કરો કોઈ** ! કરો.
ભમાવ્યા ના ભમો કો'ના કરો ના કાનને કાચા;
 સુખો સૌ બેસશો ખોઇ **નહિં સાહસ કરો કોઈ** ! કરો.
નિહાળો નેત્રથી તો પણ તપાસો પૂર્ણ હે પ્યારા !
 ભલે હો કામ હરકોઈ **નહિં સાહસ કરો કોઈ** ! કરો.
પડ્યા છે કૈં જનો એવા ચઢાવે ચિત્ત ચગડોળે;
 ભરૂસે ના રહો ભાઇ ! **નહિં સાહસ કરો કોઈ** ! કરો.
*હતી હા ! **વિપ્રની નારી** બિચારા નોળને મારી;
 કરી સહસાજ પસ્તાઇ **નહિં સાહસ કરો કોઈ** ! કરો.
*કર્યો સંહાર **પોપટનો** બચાવ્યો ઝેરથી જેણે;
 પછી **રાજા** રહ્યો રોઈ **નહિં સાહસ કરો કોઈ** ! કરો.
હજારો દાખલા એવા બન્યા કૈં ને નવા બનતા;
 ગણો સહસા ઉંડી ખાઈ **નહિં સાહસ કરો કોઇ** ! કરો.

---

* ગુજરાતી ટેક્ષબુકની કવિતા 'સિદ્ધપુર નામે સુંદર ગામ' વાંચો !
* „ „ „ 'ધોધા પાટણ ગામ ગંભીર' વાંચો

# સોનેરી શિખામણ !

ગઝલ-સોરઠી ( હરિગીતમાં પણ ચાલશે. )

કીર્ત્તિ કલંકિત જે કરે એ કાર્ય તો કરવું નહિ !
અપયશ અપાવે જે અરે ! એ રીત આચરવું નહિ !
અનીતિ તણા આગારમાં !
ભભ્ભો ઉડે જ્યાં બ્હારમાં !
વ્યસની તણા વ્યવહારમાં !
પળવાર પણ ઠરવું નહિ !
બોલ્યું વચન તે પાળવાં !
ખોટાપણાને ખાળવા !
હા ! સત્યને સંભાળવા !
દુઃખ જો પડે ડરવું નહિ !
વ્યભીચારને વૈરી ગણો !
રે ! મોહ મમતાને હણો !
રસ્તો તજો લાલચ તણો !
પર દ્રવ્યને હરવું નહિ !
પરમાર્થને પ્યારો કરો !
બસ ધ્યાન ઈશ્વરનું ધરો !
ભક્તિ તણું ભાથું ભરો !
ફટકેલ થઇ ફરવું નહિ !
કીર્ત્તિ કલંકિત જે કરે એ કાર્ય તો કરવું નહિ !
અપયશ અપાવે જે અરે ! એ રીત આચરવું નહિ !

# "જનુની જણ તો જણ જન એવા!"

—ચંદ્રાવળા છંદ—

( ૧ )

જનુની જણુતો જણુ જન એવા, દાતા, ભક્તા, શૂર,
સ્વદેશની સેવામાં દાના, પર ઉપકારી પૂર;
પર ઉપકારી પૂર કહાવે, જે બોલે તે તુરત બજાવે,
નહિ પથ્થર તે ઝવેર જેવા, "જનુની જણુ તો જણુ જન એવા!"

"દાતા":— ( ૨ )

દયા તણો દરિયો છે 'દાતા,' દીનપર જેનો પ્યાર,
ભૂખ્યાને ભોજન જે આપે, અપંગનો આધાર;
અપંગનો આધાર ન ડરતા, પરમારથમાં ધન વાપરતા,
કૃપણુ કદી ના મનથી થાતા, દયા તણો દરિયો છે 'દાતા'!

"ભક્ત":— ( ૩ )

ભૂધરની ભક્તિ મન ભાવે, ગાતા તેનું ગાન,
કામ, ક્રોધ, મદ, માયા ત્યાગે, જ્ઞાન વિષે ગુલતાન;
જ્ઞાન વિષે ગુલતાન રહેતા, હરદમ હરિનું નામજ લેતા,
સૌપર સરખો પ્યાર બતાવે, ભૂધરની ભક્તિ મન ભાવે!

"શૂરો":— ( ૪ )

શોભે રણુસંગ્રામે શૂરો, ધરી ઢાલ તલવાર,
દુશ્મનના દળમાં જૈ ઘૂમે, ડરે નહિ તલભાર;

ડરે નહિં તલભાર હૃદયમાં, હોય ભલે તે ભારી ભયમાં,
પ્રાણ અર્પવામાં પણ પૂરો, શોભે રણસંગ્રામે 'શૂરો'!

( ૫ )

'જનુની જણ તો જણ જન એવા,' કવિ, લેખક, ગુણવાન,
લેખ લખી સંસાર સુધારે, જેને અંતર જ્ઞાન;
જેને અંતર જ્ઞાન રહે છે, જળ સમ જગમાં જ્ઞાન વહે છે,
સ્વદેશની કરતા તે સેવા, 'જનુની જણ તો જણ જન એવા'!

## "જનુની ના જણજે જન એવા!"

—ચંદ્રાવળા છંદ—

( ૧ )

જનુની ના જણજે જન એવા, **લુચ્ચા ચોર લબાડ,**
**અભિમાની** અવગુણના પોષક, કરે ન કો' પર પા'ડ;
કરે ન કો'પર પા'ડ કદાપિ, અપંગને કૈં શકે ન આપી!
જાણો તે જન છે જડ જેવા, 'જનુંની ના જણજે જન એવા'!

( ૨ )

જનુની ના જણજે જન એવા, **વ્યભિચારી ચંડાળ,**
**આપમતલબી** અને **અદેખા,** ખોટું આપે આળ;
ખોટું આપે આળ ખરાને, ભાર રૂપ તે છેજ ધરાને,
જાણ જનાવર ઝેરી જેવા, 'જનુની ના જણજે જન એવા'!

( ૩ )

જનુની ના જણજે જન એવા, જે **ચુગલીકરનાર,**
ભોળા જનનાં દિલ ભમાવે, દુર્ગુણના ભંડાર;
દુર્ગુણના ભંડાર કહાવે, માત પિતાનું નામ લજાવે,
જનમે તુજને દોષજ દેવા, 'જનુની ના જણજે જન એવા'!

( ૪ )

જનુની ના જણજે જન એવા, **લોભી ને કંજૂસ,**
'પૈ' ના પરમારથમાં આપે, મૂર્ખા મખ્ખીચૂસ;
મૂર્ખા મખ્ખીચૂસ કહાવે, ખાય ન પોતે ના ખવરાવે,
સ્વદેશની કરતા ના સેવા, 'જનુની ના જણજે જન એવા'!

( ૫ )

જનુની ના જણજે જન એવા, **નિમકહરામી** હોય,
ખાતા જેનું ખોદે તેનું, નહિં વિચારી જોય;
નહિં વિચારી જોય કદાપિ, ભલે ભરૂસે રહો તથાપિ,
છે જીવતા પણ શબના જેવા, 'જનુની ના જણજે જન એવા'!

---

## "અમારા કંથના માટે!"

---

—ગઝલ—

અમે આ દેહ ધારી છે, અમારા કંથના માટે;
વળી માયા વધારી છે, **અમારા કંથના માટે!** અ૦
પિયર પળમાં તજી દઇને, સુભાગી સાસરે આવ્યાં;
રમત સરવે વિસારી છે, **અમારા કંથના માટે!** અ૦

પિતાથી લાડ કરતાં'તાં, પજવતાં માતને ભારે;
હવે બુદ્ધિ સુધારી છે, **અમારા કંથના માટે!** અ૦
કહ્યું ના કોઇનું કરતાં અતિ ઉન્મત્ત થઇ ફરતાં;
હવે તો લાજ ધારી છે, **અમારા કંથના માટે!** અ૦
જુનાંની પ્રીત તોડીને, નવાંથી સ્નેહ જોડીને;
ગરવની ગાંઠ ગાળી છે, **અમારા કંથના માટે!** અ૦.
હુંકારા સાસુના ખાધા, નણુંદના બોલ સાંખ્યા છે;
ક્ષમાની ઢાલ ધારી છે, **અમારા કંથના માટે!** અ૦
પરાધીન પિંજરે રહીને, હશે કદી કષ્ટ કૈં વેઠયું;
ઉદાસી ટેવ ટાળી છે, **અમારા કંથના માટે!** અ૦
પતિની સેવ છે સાચી, રહી નિજ નાથમાં રાજી;
અનીતિ તો અકારી છે, **અમારા કંથના માટે!** અ૦
ધરી શણગાર શુભ અંગે, ઠમકતી ચાલ ચાલીને;
શરીર શોભા વધારી છે, **અમારા કંથના માટે!** અ૦
કહે તે કંથ કરવાનાં, પતિને દેવ ગણુવાનાં;
અડગ એ ટેક ધારી છે, **અમારા કંથના માટે!** અ૦
પતિના સુખમાં સુખીયાં, પિયુના દુઃખમાં દુઃખિયાં;
સરસ રીત એ સ્વીકારી છે **અમારા કંથના માટે!** અ૦
પતિનું આંસુ પડશે ત્યાં, અમારૂં લોહી આપીશું;
પતિવ્રત માળ પ્હેરી છે, **અમારા કંથના માટે!** અ૦

# "અમારા કંથના માટે !"



"પતિની સેવ છે સાચી રહી નિજ નાથમાં રાજી:
અનીતિ તો અકારી છે અમારા કંથના માટે!"

"મણિકાન્ત."

લક્ષ્મી આર્ટ, ભાયખળા, મુંબઈ.

# " પતિવ્રત પ્રાણથી પ્યારૂં ! "




" ભલે રોગી અભાગી હો! અગર ધનહીણ યોગી હો!
પતિ ભગવંત સમ ધારૂં-પતિવ્રત-પ્રાણથી પ્યારૂં!"

" મણિકાન્ત."

# "પતિવ્રત પ્રાણથી પ્યારું!"

—ગઝલ—

અમારૂં સ્વર્ગનું બા'રૂં પતિવ્રત પ્રાણુથી પ્યારૂં;
  અમોને મોક્ષ દેનારૂં, **પતિવ્રત પ્રાણુથી પ્યારૂં!**
સુબુદ્ધિ સાથ વસનારૂં, કુબુદ્ધિ દૂર કરનારૂં;
  પિયુનો પ્રેમ પાનારૂં, **પતિવ્રત પ્રાણુથી પ્યારૂં!**
ભલે ભૂખે મરી જઈએ, કદી કંગાલ જો થઈએ;
  દુઃખો દેખી ન ડરનારૂં, **પતિવ્રત પ્રાણુથી પ્યારૂં!**
અમોને કેદમાં રાખો, કદાપિ બેડીઓ નાંખો;
  છતાં ના ટેક તજનારૂં, **પતિવ્રત પ્રાણુથી પ્યારૂં!**
ભલેને ભય ઘણો આપો, કદી તલવારથી કાપો;
  નહિં તલભાર ડગનારૂં, **પતિવ્રત પ્રાણુથી પ્યારૂં!**
ઘણું દુઃખ સાસરે સહીશું, કદી ના કોઇને કહીશું;
  અમારા શ્રેયને સારૂ, **પતિવ્રત પ્રાણુથી પ્યારૂં!**
પતિ જો હોય પતવાળો, કુટિલ યા અંધ હો કાણો;
  તથાપિ ચિત્ત ચ્હાનારૂં, **પતિવ્રત પ્રાણુથી પ્યારૂં!**
ભલે રોગી અભોગી હો, અગર ધનહીણ યોગી હો;
  ધણી ભગવંત સમ ધારૂં, **પતિવ્રત પ્રાણુથી પ્યારૂં!**
અભણ કે હોય અજ્ઞાની, શકે ના પ્રેમને જાણી;
  છતાં શિરછત્ર છે મ્હારૂં, **પતિવ્રત પ્રાણુથી પ્યારૂં!**

અમારો દેવ છે સ્વામી, અમારી ભક્તિ ત્યાં જામી;
હૃદય ભરથાર રટનારૂં, **પતિવ્રત પ્રાણથી પ્યારૂં** !
નહિં લલચાઇયે લોભે, નહિ મન માનશે મોહે;
ખરેખર ! એ બધું ખારૂં ! **પતિવ્રત પ્રાણથી પ્યારૂં** !
ભર્યા ભંડાર નાણાંથી, સુવસ્ત્રો કે ઘરેણાંથી;
કદી ના ચિત્ત ચળનારૂં, **પતિવ્રત પ્રાણથી પ્યારૂં** !
રવિ પશ્ચિમ ઉદય થાયે સિંહણ સુત તૃણ જો ખાયે;
તથાપિ હામ ના હારૂં, **પતિવ્રત પ્રાણથી પ્યારૂં** !
**દ્રુપદ તનયા** અને **તારા**, **સુકન્યા** ને સતી **સીતા**;
પતિવ્રત તેહ સમ પાળું, **પતિવ્રત પ્રાણથી પ્યારૂં** !

* * * *

કહે **શંકર** સફળ જીવ્યું મળે જેને સતી નારી;
તરે પોતે અને નિજ નાથને, સંસાર દે તારી.

---

# ઇશ્કનો અન્જામ !

—ગઝલ—

અરે ના ઇશ્કમાં પડશો, પૂરા પસ્તાઇને રડશો;
બની કૈં ઇશ્કના બંદા, મરાયા —**ઇશ્કના માટે !**
ઘંણા જન ઇશ્કમાં ઘેલા, બની ઘરબાર મેલીને;
જગાવી જોગ જંગલમાં, ભરાયા —**ઇશ્કના માટે !**
ભલે હો શાહ કે સેવક, ભલે રાણી અગર દાસી;
સકળનું સુખ ને વૈભવ, હરાયા —**ઇશ્કના માટે !**
ખરેખર ખુન કૈં કીધાં, જુલમનાં જામ પી લીધાં;
પડીને પાપના ફંદે ફસાયા —**ઇશ્કના માટે !**
ભલાં **લૈલી** અને **મજનું**, પડયાં'તાં ઇશ્કની આગે,
અરે ! અન્જામ એ આવ્યો, હણાયાં —**ઇશ્કના માટે !**
વળી **ફરહાદ** ને **શીરી**, વિના મ્હોતે મુવાં બન્ને;
કસોટી પ્યારની પર જૈ, કસાયાં —**ઇશ્કના માટે !**
અહા ! કૈં રાજ્ય પલટાયાં, કુટુંબો નાશ કૈં પામ્યાં;
વહેતા ખુનથી ખાડા, ભરાયા —**ઇશ્કના માટે !**
કથે **શંકર** નથી સ્હેલો, કઠણુ છે ઇશ્કનો રસ્તો;
અરેરે ! ઇશ્કના ચેલા, ચવાયા —**ઇશ્કના માટે !**

# "શયતાન કે સટ્ટો?"

—ગઝલ—

લગાડી લેશ લાલચને, ફસાવે હાય! ફાંસામાં;
કલેજું કત્લ કરનારો, અરે! **શયતાન કે સટ્ટો?**
અરે! સટ્ટા તણા સાથી, સુવે ના શાન્તતા ધારી;
ઠરી ના ઠામ ઠરનારો, અરે! **શયતાન કે સટ્ટો?**
બતાવી ગોળનું ગાડું, જમાડે ઝેરના લાડુ;
સબંધીનેજ છળનારો, અરે! **શયતાન કે સટ્ટો?**
તજાવે લાજ ને લક્ષ્મી, કરાવે કર્મ કૈં કૂડાં;
દગો કરતાં ન ડરનારો, અરે! **શયતાન કે સટ્ટો?**
કરાવી ને કરજ કૈં ને, કઢાવ્યાં કૈંક દેવાળાં;
કપટ ભંડાર ભરનારો, અરે! **શયતાન કે સટ્ટો?**
પડી કૈં પાસમાં તેના, મુવા પીસ્તોલ મારીને;
પલકમાં પ્રાણ લેનારો અરે **શયતાન કે સટ્ટો?**
અરે કૈં ઝેર-પી-સૂતા, ડુબ્યા કૈં હાય જૈ દરિયે;
ખરેખર ખુન પીનારો, અરે! **શયતાન કે સટ્ટો?**
કહે **શંકર** સુણો પ્યારા! બુરો છે છંદ સટ્ટાનો;
સકળ સુખનેજ હરનારો, અરે! **શયતાન કે સટ્ટો?**

# સટ્ટા વિષે!



—છપ્પા—

સટ્ટો કરે ખુવાર, માર સટ્ટો બહુ મારે,
સટ્ટો દે પરિતાપ, કરજ કંકાસ વધારે;
સટ્ટાથી જશ જાય, નિંદ પણ નામ ન આવે,
અણુચિંત્યું દુઃખ થાય, વળી ઘરબાર લૂંટાયે;
દીન 'શંકર' દે શિખ સર્વને, બિનતિ જો ધ્યાને ધરો!
લાખ મળે કદી લાભમાં, તોપણ સટ્ટો નવ કરો. ૧

કવિત.

કળયુગ કે રાજનમેં, ધંધેપે ધાડ પડી,
સટ્ટાકું ખેલ ખૂબ, ખ્વાર લોક હોતે હય;
ધનકો વિનાશ હોય, કીર્તિકો બીજ બોય,
સટ્ટાકું ખેલ કુન, સુખનસે સોતે હય.
સટ્ટાસે સાત બખ્ત, ભીખનકા કાજ ભલા,
સટ્ટા કે લીયે કૈંક, પોક પોક રોતે હય;
'શંકર'કી બાત સુન, સટ્ટેકું ત્યાગ કરો,
સટ્ટેસે કૈંક લોક, જીવનકું ખોતે હય. ૧



# નિંદાખોરને અર્પણ!

—ગઝલ—

કરે નિંદા અમારી કો, અમોને છે નહિં પરવા!
કરે મ્હેનત બિચારા તે, અમારાં પાપને હરવા!
લઈ પૈસા અને ધોબી, અમારાં વસ્ત્રને ધોતા;
વિના પૈસે જનો એવા, અમારાં પાપને ધોતા!
હશે જે બાયલા પોતે, અગર ધંધા વિના ફરતા;
અદેખા એકઠા થૈને, અવર નિંદા અરે! કરતા!
ધણીની ધાક ના હોયે, અગર વિધવા કદી હોશે;
મળી કમજાત કુલટાઓ, અવરની કૂથલી કરશે!
હશે ઉસ્તાદ જે એમાં, કચેરી ચૉકમાં ભરશે;
મળી એ ચાર રંડાઓ, સુખે નિંદા પછી કરશે!
**ભટકતી** કેસ લાવે છે, વિવેચન **વંતરી** કરશે;
ચઢી અન્યાયની ગાદી, **ચળેલી** ન્યાય ચૂકવશે!
ફલાણી આમ ચાલે છે, ફલાણો રૉફ મારે છે;
ફલાણી રાંકડી કેવી? ધણીની ધાક ધારે છે!
ફલાણી ફાંકડી એવી, જુઓ ઘરમાં ચલણ એ'નું;
પિવાડે પાંદડે પાણી, નશીબ ચઢતું અહા! તેનું!
ફલાણીને ઘણું દુઃખ છે, ફલાણીને અતિ સુખ છે;
ફલાણી ખાય છે થોડું, ફલાણીને ઘણી ભુખ છે!
કરીને કૂથલી એવી, અવરનાં ઘર ભગાવે છે;
નથી કંકાસ જે ઘરમાં, તહાં ટંટો જગાવે છે!

# કુટિલ સ્ત્રીનો વિશ્વાસ ન કરવા વિષે.

તોટક-છંદ.

કદી નાથ કહી શિર હાથ ધરે,
સ્મિત હાસ્ય થકી ખુશ નાથ કરે;
કદી રાત પડે અતિ રીસ કરી,
નિજ નાથ પરે તલવાર ધરે. ૧
કદી નાથ પળે પરગામ વિષે,
નવ નાથ જશો કહી આંખ ભરે;
પણ નાથ ગયા પછી નીચ ત્રિયા,
નિજ યાર થકી વ્યભિચાર કરે. ૨
પળમાં હસતી પળમાં રડતી,
પળમાં નિજ નાથ દુઃખે બળતી;
પળમાં ધનમાલ લૂટાવી દઈ,
નિજ યાર લઈ રસતે પડતી. ૩
જન જે નિજ નારતણે વશ થૈ,
તનને ધન સ્નેહ ધરી અરપે;
પણ નાર નહિં દરકાર કરે,
ઉપકાર નહિં હૃદયે કલપે. ૪
ક્રૂર વાઘ તણો વિસવાસ કરો,
વળી સાપ મુખે જઈ હાથ ધરો;
સુણજો વિનતિ દીન 'શંકર'ની,
નહિ નાર તણો વિસવાસ કરો. ૫

# વ્યભિચારી વિષે!

---

### તોટક–છંદ.

ધિક તે નરને ખર તુલ્ય ગણો,
પકડે રસતો વ્યભિચાર તણો;
દુઃખ ભોગવશે સુખ શું મળશે?
રખડી અન્ન પાણી વિના મરશે. ૧

વળી લાજ જશે દુઃખ દેહ થશે,
નિજ નૂર ગુમાવિ બધે ફરશે;
પણ કોઇ નહિં વિસવાસ કરે,
છટકેલ તણી કયમ દાઝ ધરે? ૨

વ્યભિચારથી નિંદ સદા અળગી,
દિલમાં નિત્ય આગ રહે સળગી;
સળગી ભડકે બળી ખાખ થશે,
મુકી પોક પછી મુરખો રડશે. ૩

પરનાર પતિવ્રત ભંગ કરો,
કિરતાર તણો ડર દિલ ધરો;
તજ 'શંકર' એ લખ છેજ બુરો,
વ્યભિચાર શિરે ઝટ મૂક પુળો. ૪

---

# વ્યભિચારી સ્ત્રી પ્રત્યે!

## હરિગીત-છંદ.

જા ! જા ! અરે ! વ્યભિચારણી ! નહિ લાજ કૈં દિલ લાવતી;
નખરાં કરી ઓ નીચ શું ? મમ હૃદયને લલચાવતી;
મીઠું વદી કપટે કરી, કૈંને ફસાવ્યા જાળમાં,
હા ! હા ! ભૂલી હું કેમ પડું ? એ દોજખી અંગારમાં !
તુજ તુંબ સમ અધરોષ્ટનું, પય કૈં જને પીધું હશે,
વળી નીચ સુખ તુજ સંગમાં, લાખ્ખો જને લીધું હશે;
તુજ ડુંગરાસમ કુચને, સહસ્ત્રો જને સાહ્યા હશે,
મીઠી પ્રપંચી વાણીથી, કૈં કૈં જનો વાહ્યા હશે !
વળી શ્વાનને ખાવા તણી, જે ચાટ સમ તુજ કાય છે,
વિષયી હજારો કુતરા, તુજ અંગ ઉપર ધાય છે;
આવું છતાં નહિ તૃપ્ત થાતી, એ અજબની વાત છે;
આવી મ્હને લલચાવવા, ધિક્કાર તારી જાત છે !
જગમાં જીવી સુત સુજ્ઞ પામો, શિયળવંતી નારીઓ,
તારા સમી વ્યભિચારણીની, બંધ થાજો બારીઓ;
વાણી વદે શંકર વિમળ, આ પાપ લઇ તું ક્યાં જશે ?
ન્યાયી હરિ દરબારમાં, માઠી દશા તારી થશે !

# વ્યભિચાર વિષે.

લાવણી-( મુજ ઉપર ગુજરી પિતા પાદશાહ ) એ રાહ.

હે આર્ય બંધુઓ સુણો વિનંતિ મ્હારી;
વ્યભિચાર મહા અપરાધ બહુ દુઃખકારી. ૧
વ્યભિચારી જનની નથી આબરૂ જગમાં;
લૈ હસ્ત કુહાડો મારે છે નિજ પગમાં. ૨
પૈસાની હાની થાય આળ ઝટ આવે;
છટકેલો કહે છે લોક લાજ ના લાવે. ૩
વળી સુવે નહિં કો દિન શાન્તતા ધારી;
વ્યભિચારી જનની નિંદ ગઇ પરવારી. ૪
વ્યભિચાર કપાવે શિર અરેરે ! પળમાં;
વ્યભિચારી જનનો જીવ સદા જોખમમાં. ૫
ચોરી જૂઠ ને કૈં પાપ કરાવે જનને;
રે ! કરે અતિ બેહાલ હરે તન ધનને. ૬
પરનાર પતિવ્રત ભંગ કરો ના ભાઇ;
પરનાર નર્કનું દ્વાર તજો દુઃખદાઇ. ૭
જેવી પોતાની નાર અન્યની એવી;
કાં હરો પરાયો માલ ? દુષ્ટતા કેવી ? ૮
પર નાર તણા થૈ ચાર ખુવાર થયા કૈં;
કૈંએ છોડયા નિજ પ્રાણ કાળ મુખમાં જૈ. ૯

નિજ નાર મિષ્ટ પય પાન તજીને ભટકો;
વ્યભિચાર હળાહળ ઝેર પીતાં ના અટકો. ૧૦

નિજ નાર સરસ પકવાન નજરમાં ના'વે;
વ્યભિચાર વાલુકા અતિ અરેરે ! ભાવે. ૧૧

વાણી શંકરની સુણી રીસ નવ કરજો;
વ્યભિચાર રૂપી મહા પાપ સદા પરહરજો. ૧૨

# "યુવાની" વિકાર !

### હરિગીત—છંદ.

ચંચળ થઇ ચિત્ત ભટકતું, ઘડીએ કંઈ ના ગોઠતું,
હરિભજન કે પરમાર્થમાં, પળ વાર પણ ના ચોટતું;
નિર્ભય અને નિશ્ચળ થઇ, પરનારમાં ભમતું ફરે,
ફટ ! ફટ ! 'યુવાની' આંધળી, તું વિષયને વ્હાલો કરે ! ૧
નિજ લાજ વ્હાલી ના ગણે, નિજ કાજને પણ નવ ગણે,
નિજ જાતને પણ નવ ગણે, નિજ નાતને પણ નવ ગણે;
નિજ પાપથી પણું નવ ડરે, જગનાથથી પણ નવ ડરે,
ફટ ! ફટ ! 'યુવાની' આંધળી, તું વિષયને વ્હાલો કરે ! ૨
નિજ કુટુંબની કે નિજ સગાની નારને પણ નવ જુવે,
પત્નિ ભલે હો પુત્રની, ગુરૂપત્નિને પણ નવ જુવે;
નિજ મિત્રની પત્નિ થકી, હેતે અનીતિ આદરે,
ફટ ! ફટ ! 'યુવાની' આંધળી તું વિષયને વ્હાલો કરે ! ૩
વિધવા ભલે પણ રૂપવંતી, હોય તો તું ચ્હાય છે,
ક્યારે મળે ? ક્યારે મળે ? મળવા અતિ અકળાય છે;
વિધવા ગમનથી પાપ છે, તે પાપથી પણ નવ ડરે,
ફટ ! ફટ ! 'યુવાની' આંધળી, તું વિષયને વ્હાલો કરે ! ૪
ઉંચ નીચ કંઇ પરખાય ના, ભુંડું ભલું જોવાય ના,
ગદ્ધાપચીશીમાં પડી, કંઇ ભેદ અવલોકાય ના;

મન માંકડું થૈ શ્વાનની માફક બધે ફરતું ફરે,
ફટ ! ફટ ! 'યુવાની' આંધળી, તું વિષયને વ્હાલો કરે ! ૫

બાળાપણે ભગવંતને નર હેતથી ભજતો હતો,
વ્યભિચારમાં સમજે નહિ, સૌ પાપને તજતો હતો;
ત્હારી અસર જ્યાં થાય કે, તે સૌ પરે પાણી ફરે,
ફટ ! ફટ ! 'યુવાની' આંધળી, તું વિષયને વ્હાલો કરે ! ૬

આત્મા અતી અકળાઇને, આપે શિખામણ ચિત્તને,
પણ તું નહિં ટકવા દીએ, ઇચ્છેજ ત્હારી જીતને;
ડર કોઇનો રાખે નહિ, મૃત્યુ ભલે માથે ફરે,
ફટ ! ફટ ! 'યુવાની' આંધળી, તું વિષયને વ્હાલો કરે ! ૭

અલમસ્ત મલ્લ 'યુવાની' થી સૌ ભાઈ ચેતી ચાલજો,
એ સર્પણી ડંખે નહિ, માટે જરા સંભાળજો;
દિવાની એ 'યુવાની' ને, દુશ્મન ગણી શંકર ડરે,
ફટ ! ફટ ! 'યુવાની' આંધળી, તું વિષયને વ્હાલો કરે ! ૮



# અદેખા વિષે.

### મનહર—છંદ.

ભાવે ભૂપ ભોજ રાજા, દાન દેવા બેસે ત્યારે,
માગણો ને કવિઓનાં, ટોળે ટોળાં તુટે છે;
ભાળીને ભંડારી તણું, ચિત્ત બળે ચરરર,
" ભીખારીનાં ટોળાં આવી, ભંડારને લુંટે છે; "
સદાવ્રત આપે કોઈ, શેઠ કે શ્રીમંત ત્યારે,
કોઠારી કકળી કહે, " દાણો હવે ખુટે છે; "
**શંકર** કહે છે તેમ, વરો કોઇ કરે ત્યારે,
નિહાળી નિહાળી 'નાંનો', નાવી પેટ કુટે છે ! ૧
વર્ષાની રૂતુમાં જ્યારે, વનસ્પતિ ખુબ ખીલે,
જંગલી જવાસો શોક, કરીને સુકાય છે;
ચોમાસામાં ચારો ચરી, પ્રાણી સહુ પુષ્ટ બને,
ગમાર ગધેડો ઘણો, શરીરે શોષાય છે;
શ્વાનને ખાવાનું આપ્યું, હોય પણ ખાતાં ખાતાં,
અન્યને અપાતું દેખી, ઘણો ઘૂરકાય છે;
**શંકર** કહે છે તેમ, ભલું કો'નું થતું ભાળી,
આદમી અદેખો કોઈ, ઊરે અકળાય છે ! ૨

# ઐકયતા !

—ગઝલ—

અમારૂં તે તમારૂં છે, તમારૂં તે અમારૂં છે;
અમારા ને તમારામાં, પ્રભુનું નામ પ્યારૂં છે !
અમે જગદીશને ભજીયે, તમે અલ્લાહ ઉચ્ચારો છો;
અમે શ્રી રામને રટીયે, તમે રહેમાન ધારો છો !
અમે ગીતા તણા રાગી, તમો કુરાન માનો છો;
સકળનું તત્વ છે એક, છતાં કાં ભેદ જાણો છો ?
તમે છો હિંદના બેટા, અમે પણ હિંદના જાયા;
બિરાદર આપણે બન્ને, સકળને હિંદની છાયા.
અરેરે ! ધર્મના લીધે, ગણો જૂદાઇ કાં પ્યારા ?
કુસંપે કલેશ કાં માંડો ? અરે ઓ બંધુઓ મ્હારા.
ભલો સુલતાન **અકબરશાહ**, પ્રજામાં ભેદ ના રાખ્યો;
ગણી સૌ કોમને સરખી, અમર રસ યશ તણો ચાખ્યો.
કુસંપે નાશ થૈ લક્ષ્મી, કુસંપે દેશ છે દુઃખિયો;
તજી તોફાન જાતીનું, બનાવો દેશને સુખિયો.
અરે ! ઓ ! બંધુ હિંદુઓ ! બિરાદર હે ! મુસલમાનો !
બનો એકત્ર નિજ માટે, સ્વમાતા હિંદને જાણો !



# અપંગોની યાચના !

—ગઝલ—

પ્રભુએ જો તને આપ્યું અમોને દાન દેતો જા;
 અપંગો આશરો માગે અરે ! આશીષ લેતો જા ! પ્રભુ૦
વિકારોથી ભરી દુનિયાં રૂપી સહરા તણા રણમાં;
 વહે પરમાર્થનું વારી ભરી પ્યાલીજ પીતો જા ! પ્રભુ૦
અરે ! સંસાર અરણવ આ અતિ મસ્તાન તોફાને;
 સખાવતની તરે હોડી ધરી ધનવાન તરતો જા ! પ્રભુ૦
હજારો રૂપિયા ભાઈ ! મઝામાં તું ઉડાવે છે;
 લખ્યું જો કિસ્મતે ત્હારા અરે ! કૈં ધર્મ કરતો જા ! પ્રભુ૦
હરિ દરબારમાં જાવા મુસાફિર છે મજલ મ્હોટી;
 ભલા સત્કર્મનું ભાથું અરે ! ઓ ભાઇ ! ભરતો જા ! પ્રભુ૦
અમારૂં ટંકનું ભોજન તમારી પાન સોપારી;
 દયા દિલમાં વસે જો તો વિનંતી ધ્યાન ધરતો જા ! પ્રભુ૦
અમોને અન્ન ના મળતું અપંગો શું કરી શકીએ ?
 બને તુંથી બિરાદર તો અમારૂં કષ્ટ હરતો જા ! પ્રભુ૦
અમોને જે અપાશે તે વવાશે ધર્મના ક્ષેત્રે;
 મળે આ પુણ્યનું ટાણું અહા ! સ્નેહે ઉજવતો જા ! પ્રભુ૦
અમારા કર્મના યોગે અમે આ કષ્ટ ભોગવીયે;
 હૃદયમાં રે'મ લાવીને ફરજ ત્હારી બજવતો જા ! પ્રભુ૦
અમોને અન્ન જો મળશે તમારી વાંચ્છના ફળશે,
 પ્રભુ ત્હારૂં ભલું કરશે જરા અમને રિઝવતો જા ! પ્રભુ૦

# મૉજશૉખમાં મસ્ત રહેનાર ધનવાનોને !

—ગઝલ—

અરે ! ધનવાન ! નિર્ધનનાં કહો દુઃખ કાપશો ક્યારે ?
પ્રીતે પરમાર્થમાં પૈસા તમારા આપશો ક્યારે ?
અપંગો યા અનાથોની હ્રુદયમાં કંઇ દયા લાવી ?
સ્થળે સ્થળ ધર્મશાળાને, સદાવ્રત સ્થાપશો ક્યારે ?
નિરાશ્રીત દર્દીઓ માટે, દવાખાનાં ઉઘાડીને !
"મફ્ત અત્રે દવા મળશે" દિવાલે છાપશો ક્યારે ?
અરે ! કૈં રંક બાળકને, સુવિદ્યા દાન દેવાને !
નિશાળો પાઠશાળાઓ; તમે બંધાવશો ક્યારે ?
તમે મરજી થતાં મોંઘા, જમો મિષ્ટાનને મેવા !
મરે ભુખે ગરીબો તે, જીગરથી જાણશો ક્યારે ?
હજારો મૉજ મેળવવા, ધુમાડો દ્રવ્યનો કરતા !
અપંગો અશ્રુ પાડે છે, અરે ! અવલોકશો ક્યારે ?
તમારી પાન બીડીમાં, સુખે જન એક પોષાયે !
વિવેકે તે વિચારીને, રહમ દિલ રાખશો ક્યારે ?
તમે દરરોજ મોટરમાં, પ્રીતે પેટ્રોલ પૂરો છો !
ભુખ્યાના પેટના ખાડા ! ખુશીથી પૂરશો ક્યારે ?
તમારા અંગના માટે, કરાવો ફેનસી કપડાં !
ગરીબો ટાઢથી ધ્રૂજે ! દયા દરશાવશો ક્યારે ?
નકામું માન મેળવવા, કરો પૈસા તણું પાણી !
પ્રભુના પ્રેમના માટે, અપંગો પોષશો ક્યારે ?

તમે શ્રીમંતમાં ખપતા, બજાવી ના ફરજ શકતા !
કરી પરમાર્થ એ પદવી, કહો શોભાવશો ક્યારે ?
ભમે છે મર્ણ તો માથે, મળે ના સંપત્તિ સાથે !
સુતા શું સોડ તાણીને ? ગ્રહસ્થો જાગશો ક્યારે ?
જતાં પરગામ બે ગાઉ, ભરો છો સાથમાં ભાથું !
મજલ મ્હોટી તણું ભાથું, બિરાદર બાંધશો કયારે ?
તમારા આપ્તમંડળ સમ, અવરપર પ્યાર રાખીને !
ગરીબોને મદદ કરવા, હૃદય વિકશાવશો ક્યારે ?
કથે **શંકર** યથાશક્તિ, કરી નિષ્કામ કૈં સેવા !
અહાહા ! આંખમાં પ્યારા ! અમી ઉભરાવશો ક્યારે ?

* * * * *

અનુભવ દુઃખનો ડંકો હૃદયમાં વાગશે જ્યારે !
પરાઇ પીડની પૂરી કદર દિલને થશે ત્યારે !

---

# કઠણ હૃદયવાળા ધનવાન!

### શિખરણી—છંદ.

ધની પાસે જૈને, નિરધન બિચારો કરગરે!
અહંકારી થૈને, અરજ નવ તેની ઉર ધરે!
નિસાસા નાખીને, નિરધન પછી પંથ પળતો!
ધનીના હૈયાને, કઠણુ હરિ તું કેમ કરતો?

# ધનવાન અભિમાની સગાઓને ઠપકો!

### ગઝલ સોરઠી—(હરિગીતમાં પણ ગવાશે.)

આવ્યા તમારે આંગણે આવો ભલે કે'તા નથી;
કરિયે પ્રણામ સલામ પણ કૈં લક્ષમાં લેતા નથી!

કહો શેઠ કુશળ ક્ષેમ છે? તમ બાળ બચ્ચાં કેમ છે?
આ રંકના પર રે'મ છે? ઉત્તર અરે દેતા નથી!

નવ બેસવા આસન કરો, નવ પાન સોપારી ધરો;
અવલોકતાં અવળા ફરો, સ્હામું જરા જોતા નથી!

જળપાત્ર નિજ હાથે ભરી, પ્હેલાં તમો સ્હામે ધરી;
વિવેકની વૃષ્ટિ કરી, પાતા અગર પી-તા નથી!

જળપાન વણુ કહેવે કર્યું, અંતર અમારૂં હા! બળ્યું;
ના ધ્યાનમાં આપે ધર્યું, નરમાશમાં ન્હાતા નથી!

કૈં વાત કરીયે જો અમે, પણ સાંભળો ના તે તમે;
ના બોલવું તમને ગમે, કિરતારથી બ્હીતા નથી !

દુઃખ–વાત તમ પાસે કહે, ના રે'મ તમ હૃદયે રહે;
અમ આંખથી આંસુ વહે, એ આંસુડાં લ્હોતા નથી !

ધનહીણ શું હલકા અમે ? ધનવાન તે ભારે તમે ?
તમને સદા ચહિયે અમે, અમને તમે ચ્હાતા નથી !

અંધા બનો અભિમાનમાં, ના વાત લ્યો કૈં ધ્યાનમાં;
છેવટ જવુંજ શ્મશાનમાં, પણ ગર્વને તજતા નથી !

છે રંક રાજા હારમાં, કિરતારના દરબારમાં;
કો ઊંચ નીચો–ધાર માં, જૂઠું અમે ગાતા નથી !



# જેવા દેવ તેવી પૂજા!

—ગઝલ—

અમે મુફલેસ તે માટે, નકામા કાં સતાવો છો?
દયા સાટે અયે આદમ! તમે તો દમ-બતાવો છો! અમે૦
અરે! નિર્બળ અપંગોને, નથી ભોજન પુરૂં મળતું;
રખડતા હાલને દેખી તમે કયાં ગમ-બતાવો છો? અમે૦
ભલે ના આપશો ભાઈ! મગર ધક્કા નહિં મારો;
અરે! એવું કરી અક્કલ તમારી કમ-બતાવો છો! અમે૦
તમારા એક ધક્કાથી અમે નીચે પડી જઈએ;
અતિ બળવાન તે અમને, તમે તાલિમ-બતાવો છો? અમે૦
ગની હો યા ગદા હો પણ પ્રભુ દરબારમાં સરખા;
જુલમ જગદીશની દ્રષ્ટે, અયે ઝાલિમ બતાવો છો! અમે૦
મુકી ધનમાલ ને માયા, ગયા ચાલી હજારો કૈં;
જુઓ છો તે છતાં હુંપદ, તમે હરદમ-બતાવો છો! અમે૦
ગરીબો છેક છે હલકા, ગણી અપમાન કાં આપો?
તમારી જાતની હાથે કરી ન્હાનમ-બતાવો છો! અમે૦
અમે તો માગવા લાયક, તમે છો આપવા લાયક;
કરીને કોપની દ્રષ્ટિ, કરૂતા ક્યમ-બતાવો છો? અમે૦
તમારે આંગણે આવ્યા, અમે આશા અતિ ધારી;
"અયે! જા!" કર કરી લાંબો, જવું જહન્નમ બતાવો છો! અમે૦
ભરીને ફંડમાં નાણાં, સખાવત કાં બતાવો છો?
અપંગો આશ્રયે આવે, અદાવત-કાં બતાવો છો? અમે૦

# "એવી દયાને શું કરે ?"

—હરિગીત છંદ—

નિર્દોષ પક્ષી પાડવા ગોળી છુટી બંદુકથી,
પોકાર પાડીને પડયું પક્ષી બિચારૂં વૃક્ષથી;
નિરખી ત્રફડતું તેહને હણનારનું અંતર બળે;
પાછળ પછાડે પૂછડું એવી દયાને શું કરે ? ૧

અરજી સુણી પણ મેઘજી આવ્યા ન ચોમાસા વિષે,
દુનિયાં દુઃખી દુષ્કાળથી જન ભૂખથી મરતા દીસે;
પણ માઘ માસે મેઘજી લાવે દયા અવની પરે,
પાછળ પછાડે પૂછડું એવી દયાને શું કરે ? ૨

પૈસો ઘણો પ્યારો ગણી બાળા વળાવી વૃદ્ધને,
બાળાપણે વિધવા થતાં આવી દયા દુર્બુધને;
દુઃખ દેખતાં દિકરીતણું રે ! આંખ આંસુથી ભરે,
પાછળ પછાડે પૂછડું એવી દયાને શું કરે ? ૩

રે ! નવિન વધુના બોધથી મૈયત પ્રિયાના પુત્રને,
બાળાપણે તરછોડીયો સમજયો નહિં ઘરસૂત્રને;
પત્તો મળ્યો ના પુત્રનો મનમાં મુંઝાઈને મરે,
પાછળ પછાડે પૂછડું એવી દયાને શું કરે ? ૪

ધનવાન હુંપદમાં રહ્યો આપ્યું નહિં કંગાલને,
દુર્બળ હતો રે ! ભૂખથી પૃથ્વી પડયો તત્કાળ તે;

પડતાં મરણુ પામ્યો દયા ધનવાનના દિલમાં ઠરે,
પાછળ પછાડે પૂછડું એવી દયાને શું કરે ? ૫

કબજે કરી કીલ્લો કતલ શાહે ચલાવી શહેરમાં,
હો બાળ વૃદ્ધ યુવાન પણુ સૌ કો કપાયા કે'રમાં;
પોકાર મરતાંનો સુણી અફસોસ કરતો શાહ રે,
પાછળ પછાડે પૂછડું એવી દયાને શું કરે ? ૬

શર સાંધીને મૃગ મારવા રે ! પારધી પુંઠે પડયો,
શર વાગતાં ધરણી ઢળ્યો પોકાર મૃગલીને કર્યો;
મૃગલી મરી શિર પટકીને ઘાતક દયાથી થરથરે,
પાછળ પછાડે પૂછડું એવી દયાને શું કરે ? ૭

બોટો ડુબાવા આગની દરિયે કર્યું તોફાનરે !
જોડાં વિખુટાં બહુ કર્યાં લીધા કંઇના પ્રાણ રે !
પસ્તાવો કરતો તે પુરો નિજ શાન્ત થાવા આદરે,
પાછળ પછાડે પૂછડું એવી દયાને શું કરે ? ૮

પ્હેલાં હૃદય કંપે નહિ એવી દયા શું કામની ?
મૃત્યુ થતાં આણે મયા રે ! એ મયા શું કામની ?
'શંકર' કહે છે શિર છેદી પાઘ બાંધે શું વળે?
પાછળ પછાડે પૂછડું એવી દયાને શું કરે ? ૯



# ઢોંગી ધર્મગુરૂનું ધતીંગ !!!

—ગઝલ—

ગુરૂજી જો થયા છો તો તમે બસ જ્ઞાન-આપોને !
પ્રભુને ભેટવા ભક્તિ તણું રસ પાન-આપોને !
અરે ! છે દેવ સૌ સરખા ગણીને માન-આપોને !
ખુલાસો પૂછીયે તે પર ધીરજથી ધ્યાન-આપોને !
ગુરૂજી સ્વર્ગમાં જાવા બતાવો જ્ઞાનની ઘોડી !
અરે ! સંસારને તરવા બતાવો જ્ઞાનની હોડી !
રહ્યું અજ્ઞાન અંતરમાં ઝપાટે નાંખજો તોડી !
ગુરૂજી આપ છો મ્હારા કહું છું હાલ કર જોડી !
લગાવી તેલ ને અત્તર ફરો છો ફાંકડા ફક્કડ !
નથી કૈં નમ્રતા તમમાં અભિમાને રહો અક્કડ !
જમો મિષ્ટાન્ન ને મેવા પિવાને દૂધ ને શક્કર !
મઝા એ રાજ્ય વૈભવને ઘડીભર મારતી ટક્કર !
ચઢી ગાડી અને ઘોડે નથી ફરવા-તમે જનમ્યા !
મઝા ને મૉજ સંસારે નથી કરવા તમે જનમ્યા !
કરી પધરામણી પૈસા નથી હરવા-તમે જનમ્યા !
ગુરૂજી પારકે તુંબે નથી તરવા-તમે જનમ્યા !
અમોએ જ્ઞાન મેળવવા-ગુરૂજી આપને કીધા !
અમારી બુદ્ધિ કેળવવા-ગુરૂજી આપને કીધા !
હૃદયમાં ભક્તિ મેળવવા-ગુરૂજી આપનો કીધા !
અરે ના ભક્ત ભોળવવા-ગુરૂજી આપને કીધા !

ગુરૂજી પારકા જર પર ગુજારો—આપ લૈ બેઠા !
જગતને ધૂતવાનો શું ઇજારો—આપ લૈ બેઠા ?
દગાથી દેવના નામે મુજારો—આપ લૈ બેઠા !
ઇલાજો દ્રવ્યને હરવા હજારો—આપ લૈ બેઠા !
અરે ! સમજુ જનો કેરી ક-રાજી—આપ લૈ બેઠા !
હતા જે અંધ શ્રદ્ધાળુ હરાજી—આપ લૈ બેઠા !
મુકીને નમ્રતા નેવે મિજાજી—આપ થૈ બેઠા !
અરેરે ! ગર્વની ગાદી ગુરૂજી—આપ લૈ બેઠા !
ધ્વજા નિજ ધર્મની હસ્તે ધરીને—કલેશ કાં માંડો ?
પરાયા ધર્મની નીંદા કરીને—કલેશ કાં માંડો ?
અવરના ધર્મનું ગૌરવ હરીને—કલેશ કાં માંડો ?
ગુરૂજી પાપની પ્યાલી ભરીને—કલેશ કાં માંડો ?
ગુરૂ છો આપ ઘરબારી વિરાગી શિષ્યને કરતા !
પછી ધનમાલ લૈ તેનો સુખે ભંડારમાં ભરતા !
નથી લાયક તમોને એ અરે ! કાં લોભ ના તજતા ?
ગુરૂજી આપ જંજાળી જરા ભગવાન ના ભજતા !
અહા ! ધનવાન જો આવે ખુશીથી માન—આપો છો !
દઈ પરસાદના પડીયા ઉપરથી પાન—આપો છો !
ધકેલા ખાય નિર્ધનીયા છતાં કયાં ધ્યાન—આપો છો ?
સુખે ફટકા મરાવીને અરે ! અપમાન—આપો છો !
ભલું ના આપનું ઇચ્છો અવરનું શું કરી—શકશો ?
રહ્યું અજ્ઞાન અંતરમાં અવરનું શું હરી—શકશો ?
અરે ! કાગળ તણે નાવે ગુરૂજી શું તરી—શકશો ?

ડુબો છો આપ પોતે તો અમોને શું ધરી—શકશો ?
ગુરૂજી જો ન્હડે ગુસ્સો મયાથી માફ—હા ! કરજો !
વિકારો વેગળા મુકી હવે દિલ સાફ—હા ! કરજો !
ખરા ખોટા તણો ખંતે અરે ! ઇન્સાફ—હા ! કરજો !
વદે શંકર જગત્ કર્તા તણો બસ જાપ—હા ! કરજો !

## ઢોંગી વૈરાગીને !

(—મુખડાની માયા લાગીરે—એ રાહને મળતો—)
ઓરા આવો બૈરાગીરે, વાત સુણાવું. (૨)
સંસાર શાને છોડયો ? ગૃહસ્થાશ્રમને કાં તોડયો ?
જીવ જોગવટામાં જોડયો રે ! વાત સુણાવું. ઓરા૦
શા કારણ ઝાલી ઝોળી ? અંગે વિભૂતિ ચોળી;
ભરમાવો દુનિયાં ભોળીરે ! વાત સુણાવું. ઓરા૦
ગલીએ ગલી ફેરા ફરતા, ભટકીને પેટજ ભરતા;
કલ્યાણ ન કો'નું કરતારે ! વાત સુણાવું. ઓરા૦
વનમાં જૈને ના વસતા, ભાવે ના ભૂધર ભજતા;
સંસાર હજુ ના તજતારે ! વાત સુણાવું. ઓરા૦
છે કામ ક્રોધ તમ સાથે, રે ! મોહ લોભ સંગાથે,
માયા ફરતી તમ માથેરે ! વાત સુણાવું. ઓરા૦
જો જોગવટાને જાણો, ગિરનારે તંબુ તાણો;
ભક્તિમાં મૉજજ માણોરે ! વાત સુણાવું. ઓરા૦

# યોગીને આમંત્રણ!

( તોટકમાં ભળતો રાગ. )

ઓ યોગીજી! તમે આવોને!
તમ યોગની રીત બતાવોને!
કાં ભક્તિ સુધારસ પાવોને!
કાં પાપ જળે ન્હવરાવોને! ઓ યોગીજી!
કાં સદ્ગુણ શીખ ચઢાવોને!
કાં દુર્ગુણ માંહી ડુબાવોને!
કાં અલખની જ્યોત જગાવોને!
કાં સ્વાર્થની ધૂન લગાવોને! ઓ યોગીજી!
કાં સ્વર્ગનું સુખ બતાવોને!
કાં નર્કનો સ્વાદ ચખાવોને!
કાં ભૂધર ભેટ કરાવોને!
કાં રામનું નામ ભુલાવોને! ઓ યોગીજી!
કાં વિદ્યા વ્યસન લગાડોને!
કાં ચડસને ગાંજે ચઢાવોને!
કાં હરિકિર્તન ગવરાવોને!
કાં અવરની નિંદ સુણાવોને! ઓ યોગીજી!
જો પહેલો ગુણ ધરો યોગી!
તો આવોજી ભલે આવોને!
જો બીજો ગુણ ગ્રહો બાવા!
તમ યોગમાં આગ લગાવોને! ઓ યોગીજી!

# "ઝખ મારવા !"

ગઝલ—સોરઠી. ( હરિગીતમાં પણ ગવાશે. )

જો ઇશને સમરે નહિં, જનમ્યો વૃથા 'ઝખ મારવા' ?
પરમાર્થને પોષ્યો નહિં, જીવ્યો જગે 'ઝખ મારવા'! જો.
ખાધું પીધું હા ! ખંતથી, જાડા થયા પાડા સમા;
પર પીંડને પોષ્યો નહિં, જાડા થયા 'ઝખ મારવા'! જો.
મોજો હજારો મારતા, ગાડી અને ઘોડે ચ્હડી;
સત્કર્મ કૈં કીધું નહિં, મોજો કરે 'ઝખ મારવા'! જો.
રાજા થયા કૈં દેશંના, પીડા પ્રજાને આપતા;
રૈયત સદા રડતી રહે, રાજા થયા 'ઝખ મારવા'! જો.
સુખ મેળવે રૈયત સદા, ના રાજ્યને રહેતી વફા;
ટંટો બખેડો જો કરે, રહે રાજ્યમાં 'ઝખ મારવા'! જો.
બાવા અને યોગી બની, માયા મૂકી ના વેગળી;
ઢોંગી થઈ જગ ધૂતતા, બાવા બને 'ઝખ મારવા'! જો.
વિદ્યા ભણી કૈં કૈં શીખ્યા, પંડિત ને જ્ઞાની બન્યા;
ના જ્ઞાન આપ્યું અવરને, જ્ઞાની થયા 'ઝખ મારવા'! જો.
નખરાં કરે છે નવ નવાં, નિજ નાથને સંતાપતી;
સંતોષતી ના સ્વામીને, નખરાં કરે 'ઝખ મારવા'! જો.
અતિ કષ્ટથી ઉછેરીને, ડાહ્યા બનાવ્યા દિકરા;
માબાપને માને નહિં, પેટે પડ્યા 'ઝખ મારવા'! જો.

જો પૂરતું આપે નહિં, જાલિમ! જૉલ્મથી કામ લે;
એ શેઠીયા કે શઠ્ઠ છે? જૂલ્મો કરે 'ઝખ મારવા'! જો.
ખાઈ નિમક નિજ શેઠનું, હલાલ ના હેતે કર્યું;
એ ચાકરો કે ચોરટા, ખાતા નિમક 'ઝખ મારવા'! જો.
વાણી ઉચ્ચારી 'શંકરે' સર, નાઈટ, ને જે-પી થયા;
જો દેશ સેવા નહિ કરી જે-પી થયા 'ઝખ મારવા'! જો.

## કન્યાવિક્રય વિષે!

લાવણી. ( મુજ ઉપર ગુજરી-એ રાહ. )

હે આર્ય બંધુઓ સુણો, શિખ આ સારી;
"કન્યાવિક્રય" કરો બંધ વિનંતી મ્હારી! ૧
જે જન લઇ પૈસા નિજ પુત્રીને દેશે;
તે પાપ તણો લઇ પુંજ દુઃખ ભોગવશે. ૨
પૈસાના લોભે જુએ નહિં વર સારો;
પછી તે કન્યાનો બળી જાય જન્મારો. ૩
સાસરીયે જાતાં સુખવૃત્તિ નહિં આવે;
જીવ રહે અતિ ઉદાસ દુઃખ બહુ લાવે. ૪
હોય બુઢ્ઢો પણ ધનના લોભે પરણાવે;
એ રંક સુતાને સુખ કદિ ના આવે. ૫

એ બુઢ્ઢા સાથે ઘર શી રીતે માંડે?
પ્યારી પુત્રી તે ન્હાની વયમાં રાંડે. ૬

પામે નહિ સુખ સંસાર તણું તે પ્યારા!
કરો બંધ તમે "કન્યાવિક્રય" ના ધારા. ૭

દે શ્રાપ પછી "માબાપો મ્હારાં મરજો!
હે પ્રભુ! તેમનો નરકે વાસો કરજો." ૮

થાય પુખ્ત ઉમ્મરે તે તનયા તો જ્યારે;
કરે વ્યભિચાર ને અનાચાર તે ભારે. ૯

શાસ્ત્રોની વાતો ધ્યાન મહીં તો ધારો;
પૈસાના લોભે કરો ન વિક્રય યારો! ૧૦

તે પૈસા તમને પચન થશે નહિં ભાઈ;
લેશો તે કરતાં જશે વિશેષ તણાઇ. ૧૧

'કન્યાવિક્રય'થી લાભ નથી કંઇ યારો!
પુત્રીનો પૈસો ગાય રૂધ્ર સમ ધારો. ૧૨

'કન્યાવિક્રય' કરનાર અતિ દુઃખ પામે;
ફટ ફટ! દુનિયામાં થાય આબરૂ વામે. ૧૩

'કન્યાવિક્રય'થી દેશ થયો બેહાલ;
હે મિત્ર માહ્યરા! નજરે તે તું ન્યાળ. ૧૪

વદે વાણી 'શંકરલાલ' મિત્ર ઓ મારા!
કરો બંધ તમે 'કન્યાવિક્રય'ના ધારા. ૧૫

# " તું શું કરે ? "

## ગઝલ-સોરઠો ( હરિગીતમાં પણ ગવાશે. )

આ કાષ્ટની માળા અરે ! તું ફેરવીને શું કરે ?
કિરતાર ના અંતર વિષે હસ્તે ધરી-' તું શું કરે ?'
નિત્ય ન્હાય નિર્મળ નીરથી સરિતા સરોવરમાં જઇ !
પણ મેલ ના મનનો મટયો જળ વાપરી-' તું શું કરે ?'
ટીલાં અને ટપકાં કરી, છે ભસ્મ સૌ અંગે ભરી !
પણ શરીરમાં શયતાન છે, ભભૂતી ભરી-' તું શું કરે ?'
બસ રામ રામ પુકારતો, પણ પ્રેમ ના પ્રભુના પરે !
ના રે'મ તુજ હૃદયે રહે, ઇશ છેતરી-' તું શું કરે ?'
રે ! દેવદર્શન માટ તું ફરતો ફરે સૌ મંદિરે !
આકીન ના અંતર વિષે, ફોકટ ફરી-' તું શું કરે ?'
તું નેત્ર ઢાંકીને સદા, બસ ધ્યાન ધરતો ઢોંગથી !
પણ ચિત્ત તુજ ચંચળ રહે, ફતવા કરી-' તું શું કરે ?'
ધારણ કર્યાં છે શ્વેત વસ્ત્રો, શ્વેત દિલ કીધું નહિ !
દેખાઓ છો સુતકી સદા, ધોળાં ધરી-' તું શું કરે ?'
એકાદશી ને અન્ય કૈં, ઉપવાસ કરતો કષ્ટથી !
પણ ભ્રષ્ટ છે તુજ ભાવના, ભૂખે મરી-' તું શું કરે ?'
જે ડોળ રાખે બ્હારનો, તે હોય જો હૈયા વિષે !
હરિ હાથ છે "શંકર" કહે, ખટપટ કરી-' તું શું કરે ?'

# "તો શું ?"

—ગઝલ—

કદર વણ નોકરી કો'ની કરી યા ના કરી 'તો શું ?'
યકિન વણ હસ્તમાં માળા, ધરી યા ના ધરી–'તો શું ?'
મહોબત વીણ મહબુબની, કદી સંગાથ બેસીને !
શરાબોની સરસ પ્યાલી, ભરી યા ના ભરી–'તો શું ?'
મહા મહિના તણી મોસમ, ગગનમાં વાદળી ગાજે !
અરે ! એ વાદળી ભૂપર, ઝરી યા ના ઝરી –'તો શું ?'
ચતુરાને નથી ચ્હાતો, ચતુરા ના મને ચ્હાતી !
કદી એ સ્નેહ વણ સાદી, ઠરી યા ના ઠરી–'તો શું ?'
અનીતિ કાર્ય આદરતાં, અવલથી ના ડરી રામા !
બનીને ભ્રષ્ટ ભુંડી તે, ડરી યા ના ડરી–'તો શું ?'
મનુષ્યોથી ભરી હોડી, ડુબી જૈ મધ્ય દરિયામાં !
પડી ઉંધી તરી પાછી, તરી યા ના તરી–'તો શું ?'
નથી મન મોહમાં રમતું, કદી ના કામની ઇચ્છા !
અરે ! કુબજા મળી 'તો શું?' મળી જો ગુલ પરી–'તો શું ?'
ગઈ ઘરને તજી રામા, અવરથી સ્નેહ છે સાંધ્યો !
પછી પસ્તાઇને પાછી, ફરી યા ના ફરી–'તો શું ?'
કમાયો કષ્ટથી પૈસા, કદી કોડી નહિં ખરચી !
મુરખ મુફલિસ રહ્યો 'તો શું ?' અગર દૌલત મળી–'તો શું ?'
કહે 'શંકર' ધરીને જન્મ, જો પરમાર્થ ના પોષ્યો !
જીવે જગમાં કદી 'તો શું ?' ગયો તે જો મરી–'તો શું ?'

# ક્રોધ વિષે!

**પ્લવંગમ છંદ.**

ક્રોધ ફણીધર નાગ! કદી ના પાળશો!
ક્રોધ કરાવે રાગ, વૃથા ચિત્ત બાળશો!
ક્રોધ કરાવે વેર, સુબુદ્ધિ કાપશે,
ક્રોધ હળાહળ ઝેર, રગે રગ વ્યાપશે! ૧
ક્રોધ કરે યશ જાય, પલકમાં આળ દે,
ક્રોધ કરે દુઃખ થાય, અરે! અપવાદ દે;
માટે મ્હારા મિત્ર, તજો એ ક્રોધને,
થાજો સદા પવિત્ર! સુણી આ બોધને! ૨

# "તે દુનિયાંના દેવતા!!!"

—સોરઠા—

નારાયણનું નામ, અંતરથી અળગું નહિ;
હરદમ રટતા રામ, 'તે દુનિયાંના દેવતા!' ૧
પરમારથમાં પૂર, પરહિત માટે પ્રાણ દે;
દયા થકી ના દૂર, 'તે દુનિયાંના દેવતા!' ૨
જૂઠ તણી ના જાણ, સત્ય સદા જે બોલતા;
છે સદ્ગુણની ખાણ, 'તે દુનિયાંના દેવતા!' ૩

પરધન પરની નાર, પેખીને લલચાય ના;
ગણે અસિની ધાર, 'તે દુનિયાંના દેવતા !' ૪
અંતર ના અભિમાન, જ્ઞાન હૃદયમાં ગરજતું;
દે સૌને સન્માન, 'તે દુનિયાંના દેવતા !' ૫
અપંગને આધાર, ભુખ્યાને ભોજન દીયે;
દુખીયાંનો દાતાર, 'તે દુનિયાંના દેવતા !' ૬
લોભ, ક્રોધ ને કામ, અંતરથી અળગાં કરે;
મોહ તણું નામ, 'તે દુનિયાંના દેવતા !' ૭
પર દુઃખ દેખી આપ, આંસુડાં આંખે ભરે;
દિલે દયાની છાપ, 'તે દુનિયાંના દેવતા !' ૮
નિર્મળ આપે ન્યાય, પક્ષપાત ક્યારો નહિ;
સાચાને જે સ્હાય, 'તે દુનિયાંના દેવતા !' ૯
સ્વદેશની જે સેવ, કરતા સ્નેહ થકી સદા;
'તે દુનિયાંના દેવ,' શાખ લખો ! "શંકર" તણી. ૧૦

---

# બેવડા મંડળીના મેનેજરની આમંત્રણ પત્રિકા !

---

ગઝલ—સોરઠી.

મિજલસ અમારી આજ છે ! મૉજો ઉડાવા આવજો !
રે ! બેવડાની બાટલી ! દમભર ચ્હડાવા આવજો !

